# પ્રસ્તાવના

આ પુસ્તકમા અનુવાદ માટે પસદ કરેલા મોટા ભાગના લેખો જવાહરલાલજીના 'The Unity of India' એ નામે પ્રસિદ્ધ થયેલા અંગ્રેજી લેખસંગ્રહમાંથી લીધેલા છે 'ભારતની એકતા' એ આપણો જીવતોજાગતો પ્રશ્ન છે. 'રાષ્ટ્રપુરુષ' અને 'ગાધીજીનો જમાનો' એમા ગાધીજીના વ્યક્તિત્વ અને કાર્ય વિષે તેમણે કરેલુ મૂલ્યાકન છે 'ન્યાયાધીશનુ માનસ' આપણા સમાજના એક વિકટ પ્રશ્નનુ દિગ્દર્શન કરાવે છે, ને એમા આપણને જવાહરલાલજીના માનવહિતૈષી હૃદયનો પણ ચિતાર મળે છે 'ભાષાનો સવાલ' એ બહુ ચર્ચાસ્પદ વિષય છે, અને સભવ છે હજુ કેટલોક વખત રહેશે એનુ શાસ્ત્રીય ને તટસ્થ નિરૂપણ આ લેખમા કરેલુ છે 'કોમી સવાલ'ની તેમની મીમાસા વિષે ભાગ્યે જ કોઈને મતભેદ દર્શાવવાપણું હોય 'શાન્તિ અને સામ્રાજ્ય' અને 'શાન્તિનો માર્ગ' એમા જગતના રાજકારણના મોટા સળગતા પ્રશ્નની ચર્ચા છે જગતમા ચિરન્તન શાન્તિ સ્થાપવી હોય, તો કેવળ યુદ્ધ અટકાવવા માટે કરેલા અભાવાત્મક પ્રયાસથી પૂરી સફળતા મળવાની નથી, ને મળી પણ નથી જે અન્યાયને કારણે યુદ્ધો ફરીફરીને થાય છે તે અન્યાય દૂર કરવો એ જ વિશ્વશાન્તિનો ખરો માર્ગ છે તેથી સામ્રાજ્ય અને શાન્તિ એ બે ન ભળી શકે એવી વસ્તુઓ છે, એમ તેમણે યુરોપના શાન્તિવાદીઓને બેધડક-પણે સમજાવી દીધેલુ વળી જગતમા અન્યાય કરનારનુ માનસ પલટા-વીને સુધારા કરાવવા જોઈએ એ સાચુ પણ એ પરિવર્તન કેવળ દલીલથી કરાવી શકાય છે ખરુ ? દલીલો સફળ ન થાય ત્યા, હિંસાનો આશ્રય ન લેવો હોય તો, બીજો કયો માર્ગ લેવો ? એ બીજો સચોટ માર્ગ ગાધીજીએ સત્યાગ્રહનો બતાવ્યો છે તેમા ઈસુનુ ગિરિપ્રવચન અને અસર-કારક કાર્યપદ્ધતિ બેનો સયોગ છે, એમ પડિતજીએ કહેલુ છે. જ્યા બૌદ્ધિક દલીલોની અસર પડતી નથી ત્યા સત્યાગ્રહી જાતે કષ્ટ વેઠીને અન્યાય કરનારનુ હૃદય પિગળાવવાનો પ્રયત્ન કરે છે પશ્ચિમના શાન્તિ-વાદીઓ ને ગાધીજી વચ્ચે આ જે મોટો ભેદ છે, તેના તરફ પડિતજીએ આંગળી ચીંધી છે 'હિંદના રાજસ્થાનો' વિષેનુ તેમનુ ભાષણ એ વિષયના તેમના શાન્ત વિચારો રજૂ કરે છે, ને અત્યારે તે બહુ જ પ્રાસગિક છે 'સુરમાને કાંઠે', 'ખાદીમા સોળ દિવસ', અને 'કાશ્મીર' એ ગદ્યકાવ્યો છે એમ કહેવામા જરાયે અતિશયોક્તિ નથી, એ કથનમા વાચક પણ સમત થશે એમા લેખકે જાણે પોતાનુ આખુ અતર ઠાલવ્યુ

અને પ્રજાને હમેશાં લાગે માળે લાભ થવાનો સંભવ રહે છે; હું તો માનું છું કે લાભ થાય જ છે પણ પૃથક્કરણ કરીને જોતાં છેવટે એમ માલૂમ પડે છે કે આઝાદી અર્થાત્ સ્વરાજ કે સ્વતન્ત્રતા એ કોઈ ઇતર સાધ્યનું સાધન છે સાધ્ય તો એ છે કે એ પ્રજા જીવન-ની જે કક્ષાએ હોય ત્યાંથી ઊંચી કક્ષાએ પહોંચે, એટલું જ નહીં પણ એના પરિણામરૂપે આખી માનવજાતિ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં આગેકૂચ કરે. હિંદમાં જીવનમરણની સાથે સંબન્ધ ધરાવનારો ને સૌથી મહત્ત્વનો જે પ્રશ્ન આપણી સામે પડેલો છે તે તો છે પ્રજાનું ઘોર દારિદ્ય. તેમાંથી બીજાં અનેક દુઃખો નીપજવા પામે છે. એ દારિદ્ય ને તેની સાથેનાં દુ ખો ઓછા કરવામાં રાજકીય સ્વતન્ત્રતા આપણને મદદ કરશે ખરી ?

આ વિષયને અંગે એક વાત યાદ રાખવી જરૂરની છે. અંગ્રેજો દોઢસોથી પણ વધારે વરસ થયાં હિંદ ઉપર સજ્જડ અંકુશ ચલાવી રહ્યા છે એ સમય દરમ્યાન તેમને મનમાની રીતે વર્તવાની પૂરેપૂરી છૂટ હતી. એમના અમલ ઉપર લોકસત્તાનો કે બીજો કોઇ જાતનો કશો અંકુશ નહોતો બ્રિટિશ પાર્લામેંટ એટલે દૂર પડેલી હતી, ને આ દેશ વિષે એટલી અજાણ હતી, કે તેનાથી કશી દખલ થઇ શકે એમ હતું નહીં. હિંદુસ્તાન સમૃદ્ધિમાન દેશ હતો, અને છે. તેને ત્યાં ખેતીને માટે રસાળ જમીન તથા બીજી સાધનસામગ્રી, ખનિજ દ્રવ્યોના ભંડાર, તથા માણસોનું સંખ્યાબળ, એ સર્વ પ્રકારની સંપત્તિ ભરેલી છે. માત્ર તેની પ્રજા જ નિર્ધન છે હિંદની દોલતથી આકર્ષાઈને જ સાહસિક પરદેશીઓનાં ધાડેધાડાં આ દેશ પર ચડી આવ્યાં હતાં. આટલી સાધનસામગ્રી, આટલું માનવ-ધન, ને દોઢ સૈકાની નિરંકુશ જહાંગીરી, એ બધામાંથી સારી પેઠે પરિણામ નીપજેલાં જોવાની અપેક્ષા રાખવાનો આપણને હક છે આ સમય દરમ્યાન યુરોપ એટલું બધું બદલાઇ ગયું છે કે જે યુરોપ જૂના વખતમાં હતું તે જ આ, એવી ઓળખ પણ ન પડે; જાપાને

પણ અજબ વેગથી કાયાપલટો કર્યો છે; અને અમેરિકા જેટલો ધનિકમાં ધનિક દેશ બન્યું છે. પણ હિંદમાં હજુ આપણે ત્યાં ઘોર દારિદ્રય પ્રવર્તે છે; નિરક્ષરતાનું પ્રમાણ ઘણું મોટું છે; અને સફાઈ તથા રોગોપચારની સવડ પણ નહીંજેવી છે. જીવનની તમામ સુખ-સગવડોનો અભાવ છે એમ જ કહોને! અંગ્રેજી અમલને પરિણામે કેટલાંક સારાં કામ — ખાસ કરીને નહેરોની બાબતમાં — થવા પામ્યાં છે, એમાં શક નથી. પણ જે કામ થઇ શકે એવાં હતાં તેને મુકાબલે એ કામ કેટલાં ઓછાં છે!

આને માટે હિંદી પ્રજાનો વાંક કાઢવામાં કશો સાર નથી. એ લોકોને તો આ વિષયમાં કશું બોલવાની છૂટ જ કદી અપાઇ નથી. કોઇ પણ દેશની પ્રજા પછાત દશામાં હોય, એ હકીકત જ ત્યાંની સરકારની નાલાયકી પુરવાર કરે છે હિંદમાં અંગ્રેજી અમલનું જે પરિણામ આવ્યું છે તે દીવા જેવું છે એટલે એ અમલની નિષ્ફળતા સાબિત કરવાને દલીલની જરૂર ભાગ્યે જ રહે છે. પણ એ નિષ્ફળતા કબૂલ કરી એટલાથી આપણા આજના સવાલોનો ઉકેલ જરાયે નજીક આવતો નથી, એ વાત સાચી છે. છતાં આ જે નરી હકીકત છે તે ધ્યાનમાં રાખવી સારી છે; કેમકે બ્રિટિશ સામ્રાજ્યવાદી અમલનું મૂળ મંડાણ જ એવું છે કે આપણા પ્રશ્નો વધારે વિકટ રૂપ ધારણ કરે પણ તેમાંથી એકેયનો નિકાલ આવે નહીં. છતાં આ સવાલો તો આગ્રહપૂર્વક ઉકેલને માટે પોકાર કરી રહ્યા છે. એટલે એ ઉકેલ માટે આપણે બ્રિટિશ સામ્રાજ્યની કક્ષા બહાર નજર નાખ્યા વિના છૂટકો નથી.

હિંદનું ક્ષેત્રફળ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો કરતાં ઓછું છે. છતાં તે વિશાળ દેશ છે; અને તેની વસ્તી અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો કરતાં ઘણી વધારે છે. એટલે આપણા પ્રશ્નો એક દેશના નથી પણ એક ખંડના છે, એમ કહેવું વધારે વાસ્તવિક ગણાય. યુરોપના નાના નાના દેશોના પ્રશ્નો જેવા હોય છે તેવા આપણા

પ્રશ્નો નથી. તાર ટપાલ રેડિયો વગેરે આધુનિક ઢબનાં વહેવારનાં સાધનો થયાં, ને રેલ મોટર વિમાન વગેરે આધુનિક ઢબની અવર-જવરની રીતો નીકળી ત્યાં સુધી, આટલો લાંબો કાળ, આવડા વિશાળ દેશને એક જ રાજકીય અમલના અંકુશમાં રાખવાનું કામ ઘણું મુશ્કેલ હતું. વિશાળ મુલક તો અમેરિકાનાં સંસ્થાનોમાં પણ છે; છતાં તેનો વિસ્તાર અને વિકાસ વધીને એક પ્રબળ રાજ્ય હસ્તીમાં આવ્યું, તેનું કારણ એ કે ત્યાં વાહનવહેવાર અને તાર ટપાલ વગેરેની સગવડ ઘણી વધી ગઇ. એ સંસ્થાનોની પાછળ જો લાંબો—સેંકડો ને હજારો વરસોનો—ઇતિહાસ પડેલો હોત, ને ત્યારપછી આધુનિક વિજ્ઞાન અને ઉદ્યોગને લીધે ક્રાન્તિ થવા પામી હોત, તો કદાચ એ દેશના ભાગલા પડી જાત, ને તેમાંથી નાના નાના દેશરૂપી ઘણા એકમો ઊભા થાત. યુરોપમાં એમજ બનવા પામ્યું છે. હિંદના લાંબા ઇતિહાસ દરમ્યાન એ દેશ નાના નાનાં અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયેલો. એ વખતની પરિસ્થિતિમાં એમ બનવું અનિવાર્ય હતું. છતાં ભારતની રાજકીય એકતાનો વિચાર કાયમ હતો; અને રાજાઓ ને સમ્રાટોએ એકતા સાધવાના પ્રયત્નો પણ કરેલા. આજથી બે હજાર વરસ પર અશોકે એ એકતા ખરેખાત સિદ્ધ કરી પણ હતી; અને આજે હિંદમાં બ્રિટનનું જે સામ્રાજ્ય છે તેના કરતાં વિશાળ સામ્રાજ્ય તેણે સ્થાપ્યું હતું. એની સીમા છેક મધ્ય એશિયા સુધી ફેલાયેલી હતી, ને તેમાં અફઘાનિસ્તાનનો સમાવેશ થઈ જતો હતો. માત્ર દક્ષિણ ભારતનો એક નાનો ભાગ જ બહાર રહી ગયેલો; ને તેનું કારણ એ હતું કે વિજય અને સામ્રાજ્યનો જુવાળ જે વખતે પુરજોશમાં હતો તે જ વખતે અશોકના મનમાં લડાઈ અને ખુનામરકીના વિષે અરેરાટી છૂટી ગઈ. ભૂતકાળમાં બીજા રાજાઓએ ભારતની રાજકીય એકતા સિદ્ધ કરવાનો પ્રયાસ કરેલો, ને તેમાં કંઈક અંશે સફળતા પણ મેળવેલી પણ આખા દેશ પર એકલક્ષી રાજકીય અમલ સ્થાપવાની આ ધારણા ફળીભૂત થઈ નહીં; કેમકે એને માટે જે સાધનસામગ્રી ને યન્ત્રો

જોઈએ તેનો અભાવ હતો. અંગ્રેજોનું હિંદમાં આગમન થયું તે જ વખતે જોગાનુજોગે વાહનવહેવાર, તારટપાલ, ને આધુનિક ઢબના ઉદ્યોગમાં વધારો થવા પામ્યો. તેને લીધે જ આખરે અંગ્રેજી અમલને રાજકીય એકતા સ્થાપવામાં સફળતા મળી.

દુનિયામાં રાષ્ટ્રવાદનો જન્મ થયો તે પહેલાં, હિંદમાં શું કે બીજા દેશોમાં શું, રાજકીય એકતા સાધવાની ઇચ્છા સાધારણ રીતે સમગ્ર પ્રજામાં નહીં, પણ રાજા કે વિજેતાના મનમાં પેદા થતી. હિંદમાં તો ઘણા જમાના સુધી સ્થાનિક સ્વરાજ મોટા પ્રમાણમાં ચાલતું હતું. તેથી પ્રજાને પોતાની સ્થાનિક સ્વતન્ત્રતા ને પોતાના સ્થાનિક હકો સાચવવાની જેટલી કાળજી રહેતી તેટલી દેશના મધ્યવર્તી રાજ્યતન્ત્રને વિષે રહેતી નહીં. એ મધ્યવર્તી તન્ત્રમાં રાજાઓ બદલાતા; પણ નવા આવનારાઓ પ્રજાના સ્થાનિક હકો જાળવતા, ને તેમાં દખલ કરતા નહીં. આને લીધે, રાજા પ્રજા વચ્ચે યુરોપના જેવાં યુદ્ધો આ દેશમાં થતાં નહીં. પાછળથી રાજાઓ, આ વાતનું ઓઠું લઈને, પોતાની આપખુદ સત્તા ધીરેધીરે કરતાં વધારતા ગયા.

આમ ભૂતકાળમાં આખા ભારતની રાજકીય એકતા સધાવી શક્ય નહોતી. ભારતના જીવનમાં એથી વધારે એકતા પેદા કરનારી અથવા તો ભાગલા પડાવનારી કઈ વસ્તુઓ મોજૂદ હતી, તે આપણે તપાસવું જોઈએ. આપણે માટે વધારે અગત્યનો વિષય તો એ છે. એને લીધે આપણને વર્તમાનને સમજવામાં ને ભાવિનું ઘડતર કરવામાં મદદ થશે. કેટલાક લોકો હિંદની સ્થિતિ ઉપરઉપરથી તપાસે છે પશ્ચિમમાં આધુનિક ઉદ્યોગને લીધે એકજ જાતનાં જે રૂપરંગ પ્રચલિત થયાં છે તે જોવાને તેમની આંખ ટેવાઈ ગઈ હોય છે. એટલે હિંદનાં રૂપરંગ, રિવાજ અને રહેણીની વિવિધતા ને વિભિન્નતા તરફ તેમનું ધ્યાન વધારેપડતું ખેંચાવાનો સંભવ રહે છે હિંદની જે એકતા છે તે તેમની નજરે ચડતી નથી અને છતાં હિંદને વિષે જો કોઈ પ્રચંડ અને મૂળભૂત હકીકત હોય, તો તે એ છે કે તેણે

આટલા બધા જમાના થયા પોતાની અંતર્ગત એકતા સાચવી રાખી છે. હિંદનો ઇતિહાસ હજારો વરસનો છે. આજનાં બધાં રાષ્ટ્રોમાં એકલા ચીનની જ સંસ્કૃતિનો પ્રવાહ આટલા પ્રાચીન કાળથી અસ્ખલિત વહેતો આવ્યો છે આજથી પાંચ છ હજાર વરસ પહેલાં સિન્ધુકાંઠાની સંસ્કૃતિ આખા ઉત્તર ભારતમાં પ્રચલિત હતી, ને સંભવ છે કે દક્ષિણમાં પણ ફેલાયેલી હોય. ત્યારે પણ એ સંસ્કૃતિ ઘણી વિકસેલી હતી, ને એટલો વિકાસ સાધતા તેને હજારો વરસ લાગ્યાં હશે. ઇતિહાસના એ પરોઢથી માંડીને અગણિત લોકો, વિજેતાઓ ને વસાહતીઓ, યાત્રીઓ ને અભ્યાસીઓ એશિયાના પહાડી પ્રદેશોમાંથી હિંદના મેદાનોમાં ઊતરી આવ્યા છે. તેમણે હિંદના જીવન, સંસ્કૃતિ ને કલા પર અસર પાડી છે. પણ હિંદની પ્રજાએ તેમને હંમેશાં પોતાની અંદર ભેળવીને આત્મસાત્ કરી લીધા છે. આ સમાગમોને લીધે હિંદનું પરિવર્તન થયું, અને છતાં તેનું જે જૂનું અસલી રૂપ હતું તેમાં ધરમૂળનો કશો ફેરફાર થયો નહીં તેનું હાડ તો તેનું તે જ રહ્યું. તેનો પ્રાણ બદલાયો નહીં મહાસાગરની પેઠે તેનામાં પણ હજાર નદીનાં પાણી ઠલવાયાં તેને લીધે તેનાં જળ ડહોળાયાં; ને તેની સપાટી પર સખત વાવાઝોડાં થયાં; એ સાચું. છતાં સાગર તે સાગર જ રહ્યો નવી નવી પ્રજાઓને પોતાના ઉદરમાં સમાવી લેવાની, ને સંજોગો અનુસાર પોતે બદલાતા જવાની, આ ક્રિયા ભારતવર્ષે કેટલી સફળતાથી ચાલુ રાખેલી, એ જોનારાં છક થઈ જવાય છે એ ક્રિયા તે ચલાવી શક્યું એ જ બતાવે છે કે તેને ત્યાં જીવનના પાયામાં રહેલી એકતાની ભાવના એટલી ઊંડી ઊતરેલી હતી કે નવા આગંતુકો પણ એ ભાવનાનો અંગીકાર કરી શક્યા; તે ઉપરાંત, એ પરથી બીજી વાત એ પુરવાર થાય છે કે ભારતની સંસ્કૃતિ સ્થિતિસ્થાપક અર્થાત્ વાળી વળે એવી, ને બદલાતા સંજોગો અનુસાર પોતે બદલાય એવી, હતી.

જે વાત મારા મનમાં છે તેનો જ ઉલ્લેખ કરીને વિનમ્રપ્ટ

સ્મીય તેના 'ઓક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇંડિયા' ('ભારતનો ઇતિહાસ')માં કહે છે: "ભારતવર્ષમાં ઊંડી તલસ્પર્શી મૂલગત એકતા છે એ વિષે લવલેશ શંકાને સ્થાન નથી. એ એકતા તે ભૌગોલિક પૃથક્ત્વ અથવા રાજકીય વર્ચસ્વ બેમાંથી એકે વડે પેદા થતી એકતાના કરતાં ઘણી વધારે ઊંડી છે. એ એકતા લોહી, રંગ, ભાષા, પોશાક, રીતભાત ને સંપ્રદાયની અસંખ્ય ભિન્નતાઓને ભેદીને પાર જાય છે." સર ફ્રેડરીક વ્હાઇટે 'ધ ફ્યુચર ઑફ ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' ('પૂર્વ અને પશ્ચિમનું ભાવિ') એ નામનું પુસ્તક લખ્યું છે, તેમાં પણ આ એકતા પર ભાર દીધો છે. ભારતમાં એમને જે જબરા ભેદો દેખાયા છે તેનું વર્ણન તેમણે આપ્યું છે; છતાં સાથેસાથે કહ્યું છે: "ભારતમાં એકબીજાથી ઊલટી ને એકબીજાની વિરોધી એવી વાતો ઘણી જોવામાં આવે છે. તેમાં સૌથી મોટી વાત એ છે કે આ ભિન્નતાની ઉપર એના કરતાં મોટી એવી એકતા છવાયેલી છે. એ એકતા તત્કાળ નજરે નથી પડતી; કેમકે આ દેશના ઇતિહાસમાં તેણે કશું રાજકીય સંગઠન ઊભું કરી દેશને એક સૂત્રે બાંધ્યો નથી. છતાં એ એકતા ખરેખાત હસ્તી ધરાવે છે; એટલું જ નહીં પણ તે એટલી જોરાવર છે કે હિંદમાં વસતી મુસ્લીમ કોમને પણ કબૂલ કરવું પડયું છે કે અમે એ એકતાની અસર તળે આવ્યા તેને લીધે અમારાં જીવનમાં ભારે પરિવર્તન થવા પામ્યું છે"

ભારતની આ પૂર્વભૂમિકા ને એકતાનું મૂળ સ્વરૂપ સંસ્કૃતિની સાથે સંબન્ધ ધરાવનારું હતું; 'ધર્મ' શબ્દ જે સંકુચિત અર્થમાં વપરાય છે તે અર્થવાળા ધર્મ સાથે એને સંબન્ધ ન હતો. એ સંસ્કૃતિ વિષે સૌથી પહેલી વાત તો એ હતી કે તે એકલપેટી કે અસહિષ્ણુ નહોતી, પણ બહારથી જે કંઈ સારાં તત્ત્વો મળે તે ગ્રહણ કરનારી ને સમય અનુસાર બદલાનારી હતી; અને ઘણા જમાના સુધી તે અગ્રેસરપદે રહી તેને લીધે તેનાં મૂળ એવાં ઊંડાં

ઊતર્યાં હતાં ને તેનો એકરાગ એવો જામ્યો હતો કે ગમે તેવા ઝંઝાવાતો પણ એને હલાવી શકે એમ નહોતું. એ સંસ્કૃતિએ જગત પ્રત્યે શુભેચ્છાની ગંભીનજર કેળવી હતી. એને પોતાની શક્તિ વિષે પૂરો આત્મવિશ્વાસ હતો, તેથી બીજાઓ પ્રત્યે સહિષ્ણુ બનવાનું ને ઉદારતા રાખવાનું તેને પોસાય એમ હતું એ સહિષ્ણુતાએ જ એની શક્તિમાં ને એની સ્થિતિસ્થાપકતામાં ઉમેરો કર્યો લગભગ ખ્રિસ્તી સનના આરંભ સુધી તેનામાં અમુક પ્રકારનો બુદ્ધિવાદ હતો, જેને વૈજ્ઞાનિક દૃષ્ટિ કહી શકાય એવી પરીક્ષણશક્તિ હતી; ને એ વિવેક-બુદ્ધિ જડ મતાગ્રહના બંધનમાં જકડાતી નહોતી. આ સંસ્કૃતિ ને આ બુદ્ધિવાદ મોટે ભાગે ઉપલા વર્ગોમાં જ હતાં, એ સાચું. છતાં તે કેટલેક અંશે વિશાળ જનસમૂહ સુધી પણ ઊતર્યાં હતાં. વહેમો, મતાગ્રહો, ને ઘણા કુરિવાજો ધીરે ધીરે કરતાં ઘૂસી ગયા બૌદ્ધ ધર્મ એની સામે બળવારૂપ હતો પણ જીવનની જૂની ધરેડ હજુ બળવાન હતી, અને ભારતવર્ષે શસ્ત્રયુદ્ધ વિના જ બૌદ્ધ ધર્મને પોતાના ઉદરમાં કેવો સમાવી લીધો, એ જગતના ઇતિહાસની એક અદ્ભુત ઘટના છે. બૌદ્ધ ધર્મ આખા ભારતવર્ષમાં ફેલાયો હતો; અને પશ્ચિમ એશિયાના એક છેડાથી માંડી, મધ્ય એશિયાને આર પાર વીંધીને, એ ખંડના છેક પૂર્વ છેડા સુધી તેણે પગપેસારો કર્યો હતો. પણ બુદ્ધ તેની જન્મભૂમિમાંથી તે ધીરે ધીરે કરતાં અલોપ થઈ ગયો. આ પરિણામ મોટે ભાગે શંકરાચાર્યને આભારી હતું, એમ મનાય છે. તેઓ ઇસવી સનના આઠમા સૈકામાં થઈ ગયા એ ભારે આશ્ચર્ય પમાડે એવી પ્રખર બુદ્ધિવાળા અતિ તેજસ્વી કુમાર હતા તેમણે આખા હિંદમાં પ્રવાસો કરી ઠેરઠેર વાદવિવાદ કર્યો, ચર્ચાઓ કરી, મોટા મોટા શ્રોતાગણોને ગળે પોતાની વાત ઉતારી તેમના મત બદલાવ્યા; અને થોડાં જ વરસમાં (કેમકે ૩૨ વરસની વયે તો તેમણે સમાધિ લીધેલી) દેશનું માનસિક વાતાવરણ બદલી નાખ્યું એમણે બુદ્ધિ અને તર્કનો આશ્રય લીધેલો, દમનનીતિનો નહીં.

ધાર્મિક તેમજ બીજા વિષયોને માટે વાદવિવાદ ને પરિષદોનો આ રિવાજ આખા હિંદમાં પ્રચલિત હતો. ઉત્તરે કાશ્મીરથી છેક દક્ષિણ ભારતના છેડા સુધી આવી ઘણી મોટી પરિષદો ભરાયાની તવારીખો મોજૂદ છે. દેશના રાજકીય વિભાગ ભલે ગમે તે રીતે પડ્યા હોય, છતાં વિચારો તો ઝપાટાબંધ ફેલાતા ને તેના પર ગરમાગરમ ચર્ચાઓ ચાલતી. ભારતવર્ષે સંસ્કૃતિની આસપાસ પોતાનું સંગઠન રચી એ દ્વારા પોતાની એકતા સાચવી રાખી હતી. જ્યાં જુઓ ત્યાં લોકોના માનસિક સંસ્કારો એક જ જાતના હતા. દેશના જુદા જુદા ભાગના આમવર્ગમાં પણ વિચારો ને દૃષ્ટિ પરત્વે ભેદ નહોતા. શંકરાચાર્યે નક્કી કરેલાં યાત્રાનાં ચાર ધામ દેશને ચાર જુદે જુદે ખૂણે હતાં— ઉત્તરે હિમાલયમાં બદરીનાથ, દક્ષિણે કન્યાકુમારી પાસે રામેશ્વર, પશ્ચિમમાં અરબી સમુદ્રને કાંઠે દ્વારકા, અને પૂર્વમાં બંગાળી ઉપસાગરનાં જળથી ધોવાતું જગન્નાથપુરી. જુદા જુદા પ્રદેશોના લોકો વચ્ચે અખંડ ને એકધારો સંપર્ક ચાલુ હતો. આખું ભારતવર્ષ તેમની ધર્મભૂમિ હતું.

એક તરફ ધર્મની બાબતમાં યુરોપની અસહિષ્ણુતા લો; અને બીજી તરફ હિન્દના આખા ઇતિહાસ દરમ્યાન ત્યાં ચાલતી વિશાળ સહિષ્ણુતા જુઓ. એ બેનો મુકાબલો કરી જોવાથી ઘણો બોધ મળે એવો છે. ઇસવી સનના પહેલા સૈકામાં, એટલે કે યુરોપને ખ્રિસ્તી ધર્મ વિષે કશી પણ ખબર પડી તે પહેલાં લાંબા વખત પર, એ ધર્મ હિંદુસ્તાનમાં આવ્યો. તેને અહીં આવકાર મળ્યો, ને રહેઠાણ પણ મળ્યું. તેની સામે કશો જ વિરોધ થયો નહી. અત્યારે પણ હિંદમાં એવા ઘણા પ્રાચીન ખ્રિસ્તી સંપ્રદાય ચાલુ છે, જેનું યુરોપમાં તો સાવ નિકંદન કરવામાં આવ્યું છે દાખલા તરીકે નેસ્ટોરિયન સંપ્રદાય લો. 'સિરિયન ખ્રિસ્તી' નામે ઓળખાતા અનેક સંપ્રદાય એ જ કોટિના છે. યહૂદીઓ આજથી અઢારસો વરસ પહેલાં, કે તેથીયે વહેલા, આવ્યા; ને તેમને પણ આવકાર અપાયો. તેમણે

હજુ પોતાનું સામાજિક જીવન ટકાવી રાખ્યું છે, અને એક પ્રાચીન શહેરમાં જ્યાં તેઓ રહે છે ત્યાંના કેટલાક ભાગની બાંધણી વગેરે જૂના જેરૂસલેમને મળતી છે એમ મનાય છે ઈરાનમાંથી દેશવટો પામેલા જરથોસ્તીઓ પણ હિંદમાં આવ્યા તેમણે અહીં વસવાટ કર્યો, ને ત્યારથી આબાદી ભોગવતા આવ્યા છે મુસલમાનો ઈસ્લામના જન્મ પછી થોડા જ વખતમાં આવ્યા. તેમને તત્કાળ પ્રવેશ અને આવકાર અપાયા, અને પોતાના ધર્મનો પ્રચાર કરવાની પૂરી તક પણ મળી રહી સેંકડો વરસ સુધી, સરહદનો મુલક બાદ કરતા, એમની જોડે જરાયે લડાઈ નહોતી લડાઈ તો મુસલમાનો દેશ જીતવા ને લૂટવા આવ્યા ત્યારે જ થવા પામી

મુસલમાની અમલના આવવાથી હિંદુસ્તાન હચમચી ઊઠ્યુ કેટલોક વખત તો જૂના ને નવા સંસ્કારો વચ્ચે સંઘર્ષ ચાલ્યો પણ થોડા જ વખતમા ભારતની પ્રાચીન ભાવનાએ પોતાનું જોર બતાવવા માંડ્યુ, અને જૂના તથા નવાનો સમન્વય કરવાના પ્રયાસો શરૂ થયા ધર્મ એ તો સૌથી કપરો વિષય તેમાં પણ આ પ્રયાસ નાનક, કબીર, અને બીજાઓએ ફરીફરીને કર્યો ભારતના જીવન તથા સંસ્કૃતિનુ જે જૂનું મંડાણ હતુ તેને મુસલમાન રાજાઓએ મોટે ભાગે અપનાવી લીધુ તેમણે તેમા સંસ્કૃતિને સગની ઈરાની કલ્પનાઓ ઉમેરીને વિવિધતા આણી જૂની હિંદી કળાઓમા નવી કલ્પનાઓ પ્રમાણે ફેરફારો કરવામાં કશી મુસીબત નડી નહી સ્થાપત્ય અને ચિત્રકળામાં નવી શૈલીઓ પેદા થઈ, તેમાં બે સંસ્કૃતિનો સમન્વય હતો ખરો, છતાં તેનો આત્મા તો હિંદી જ હતો એવું જ સંગીતમા બન્યું પહેરવેશમા સુદ્ધાં અમુક એકરૂપતા આવી, ને એક રાષ્ટ્રભાષા પણ ઘડાઈ

આમ ભારતનો ગયા હજારો વરસનો આખો પ્રતિહાસ બતાવે છે કે તેની સંસ્કૃતિના વિકાસમાં એક જાતની આંતરિક એકસૂત્રતા રહેલી છે એટલું જ નહી પણ એ સંસ્કૃતિમાં જીવનશક્તિ છે ને

તેની સાથે સંજોગો અનુસાર બદલાવાની આવડત પણ છે. એની આ જીવનશક્તિ કલા, ફિલસૂફી ને ધર્મને લગતો તેનો સંદેશો પૂર્વ એશિયામાં લઈ ગઈ. એ શક્તિએ મલાયા દ્વીપકલ્પ, જાવા, સુમાત્રા, અને ફિલીપાઇન તથા બોર્નીઓ સુધી મોટી મોટી સફરો ખેડી, ને ત્યાં કાયમનો વસવાટ કર્યો. એક હજાર વરસનાં જૂનાં ને વિશાળ સ્મારકો એ વાતની સાક્ષી પૂરતાં એ દેશોમાં આજે પણ ઊભેલાં છે.

આ સાંસ્કૃતિક એકતાની પાછળ, મનુષ્યનો અંતરાત્મા ને તેનું બાહ્ય વાતાવરણ બેની વચ્ચે એકરાગ સાધવાનો અવિરત પ્રયત્ન ચાલી રહેલો હતો; અને તે આ એકતામાં બળ પૂરતો હતો. મધ્યયુગીન યુરોપમાં જે ધર્મભાવના હતી તેને કંઈક અંશે મળતી આવે એવી વિચારસરણી આ પ્રયત્નની પાછળ હતી, એમ કહી શકાય. છતાં કદાચ એથી વધારે પણ કંઇક એમાં હશે. એ સમાજમાં નફાની લાલસા બીજા દેશોમાં હોય છે એટલી આગળપડતી નહોતી; અને સંપત્તિની કિંમત બીજે અંકાય છે એટલી ઊંચી અહીં અંકાતી નહોતી. યુરોપમાં નહોતી એવી એક બીજી પણ વાત અહીં હતી. જે માણસ બુદ્ધિપ્રવણ હોય, અને જે માણસ રાજ્ય કે સમાજની સેવા કરતો હોય તેને સૌથી પહેલું માન અપાતું; અને વીર સુભટ તથા ધનિક માણસને બીજે ને ત્રીજે આસને બેસવું પડતું. બહારના વાતાવરણને આટલું ઓછું મહત્ત્વ અપાતું, તેને લીધે કદાચ હિંદ રાજકાજના ક્ષેત્રમાં નબળું ને પછાત રહ્યું હોય; જ્યારે એથી ઊલટી સ્થિતિને કારણે પશ્ચિમમાં બાહ્ય પ્રગતિ બારે ઝડપથી થવા પામી હોય

હિંદની સાંસ્કૃતિક એકતાની આ જૂની તવારીખ આજે આપણને મદદ કરે જ એવું નથી. આપણે તો વર્તમાન પરિસ્થિતિ જોડે કામ લેવાનું છે; એટલે મધુીગુજરી વાતો યાદ કરવાથી આપણું દળદર ભાગે જ શીદ. એ વાત સાવ સાચી છે. છતાં કોઇ પણ

પ્રજાનાં મૂળ ભૂતકાળમાં ઊંડાં ઊતરેલાં હોય છે, અને તેના તરફ આંખ મીંચવાથી લાભ નથી આપણા જીવનમાં સારા તેમજ નરસા જે કંઈ અંશો છે તે આ મૂળમાંથી નીપજેલા છે એ મૂળ આપણને શક્તિ અને પ્રેરણા આપે છે, તેમજ તે આપણા પર બોજો પણ નાખે છે, અને આપણને ઘણી હાનિકારક પ્રથાઓ ને અનેક ખોટા રિવાજોના બંધનમાં જકડી રાખે છે. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ હિંદની અવનતિ થતી ગઈ, ને તેનામાં રહેલી ચેતનની સ્ફૂરણા નબળી પડવા લાગી. બહારની વસ્તુઓને ગ્રહણ કરવાની ને તેને પોતાના ઉદરમાં સમાવી લેવાની તેની શક્તિ ક્ષીણ થતી ગઈ, અને તેની વિચારસરણી ને સમાજરચના અગાઉ સ્થિતિસ્થાપક હતી તેને બદલે અક્કડ બની ગઈ. જે વસ્તુ ગતિશીલ હતી તે વધારે ને વધારે સ્થગિત બનવા લાગી તેના વિચારમાં જે બુદ્ધિવાદ અને વિજ્ઞાનનો પાયો હતો તે થોડાક નસીબદાર લોકો માટે તો કાયમ રહ્યો, પણ બીજાઓના જીવનમાં અબુદ્ધિ ને વહેમનું જોર જામ્યું. વર્ણવ્યવસ્થા એ સમાજનો ધધાવાર પાડેલો વિભાગ હતી તેના ભેદ શરૂઆતમાં કડક નહોતા પણ આગળ જતાં તેનામાં ભયંકર કડકાઈ આવી ગઈ તે પ્રાચીનપંથીઓનો ગઢ બની ગઈ, અને તેની મદદથી આમવર્ગનું શોષણ થવા માંડયું ઘણા લાંબા વખત સુધી હિંદ એક અચલાયતન બની ગયું. તેની શક્તિ હરાઈ ગઈ, અને પશ્ચિમની વધારે પ્રાણવાન ને યાન્ત્રિક સાધનોથી સજ્જ એવી પ્રજાઓને હિંદ પર સહેલાઈથી કબજો જમાવતાં રોકી શકાય એવું રહ્યું નહી.

આનું તાત્કાલિક પરિણામ એ આવ્યું કે જૂનાને વળગી રહેવાની જે સંરક્ષકવૃત્તિ તે વધી પડી. હિંદ આત્મરક્ષાને ખાતર પોતાના કોચલાની અંદર વધારે ઊંડું ઊતરી ગયું અંગ્રેજી અમલે આ ક્રિયાને વેગ આપી આગળ વધારી. તેણે ઘણી બદલાતી રૂઢિઓને સ્થગિત કરી નાખી, ને તેને કાયદાનું બળ આપ્યું અંગ્રેજી અમલે જે અંશિક મડાણ ઊભું કર્યું તેણે તો હિંદને પછાત રાખવામાં એથીયે વધારે

ભાગ ભજવ્યો. અમીર ઉમરાવો ને જાગીરો તથા ગરાસોવાળાં રજવાડી તન્ત્ર, સોનાને ઝવેરાતથી મઢાયેલા મહારાજાઓ ને નવાબો, અને મોટી જમીનદારી પ્રથા, એ બધું હિંદમાં અંગ્રેજી અમલે જ પેદા કરેલું છે. એ બધું હજુ આપણે ત્યાં મોજૂદ છે એ આપણું કમનસીબ છે. પણ હિંદમાં રજવાડાંનું ગરાસોવાળું, જુનવાણી તન્ત્ર કાયમ રાખવાની અંગ્રેજ રાજ્યકર્તાઓની આ ઇચ્છા નવા વિચારો ને નવા સંજોગોનો ધસારો આવતો રોકી શકી નહીં. મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગોના આગમનથી દુનિયામાં જે નવી સ્ફૂર્તિ સપાટાભેર આવી હતી તેના જોર ઉપર જ અંગ્રેજો પોતે પણ પૂર્વના દેશોમાં ફાલ્યા હતા આ સ્ફૂર્તિની અસર હિંદની પોતાની ઉપર પણ થયા વિના ન રહી. અંગ્રેજોએ પોતાની જ ગરજે, ને પોતાના પાયા મજબૂત કરવા સારુ, દેશમાં રેલવે નાખી, અને આધુનિક ઢબના રાજ્યતન્ત્રનાં બીજાં અંગઉપાંગો ઊભાં કર્યાં. હિંદનો ઔદ્યોગિક વિકાસ અટકાવવા તેમણે તનતોડ પ્રયત્નો કર્યા. તેમની ઇચ્છા તો એવી જ હતી કે હિંદ કાચો માલ પેદા કર્યા કરે, અને બ્રિટિશ બનાવટનો તૈયાર માલ ખરીદીને વાપરે. પણ યન્ત્રોને લીધે ઉદ્યોગમાં જે ક્રાન્તિ થયેલી તે હિંદમાં પણ સંજોગવશાત્ ફેલાઈ. છતાં સરકારે એના રસ્તામાં જે વિઘ્નો નાખ્યાં તેને લીધે તેનો પ્રવેશ ધીમે ધીમે થવા પામ્યો.

અંગ્રેજોએ હિંદને રાજકીય એકતા આપી. એ એકતા હવે શક્ય બની હતી, કેમકે દેશમાં તાર, ટપાલ, રેલવે આદિ વહેવારનાં સાધનો બહોળા પ્રમાણમાં ફેલાયાં હતાં. એ સહિયારી ગુલામીની એકતા હતી; પણ એણે સહિયારી રાષ્ટ્રીયતાની એકતાને જન્મ આપ્યો. સંયુક્ત અને સ્વતન્ત્ર હિંદની કલ્પના લોકોનાં દિલમાં ઊંડી ઊતરી ગઈ. એ કોઈએ ઉપરથી પરાણે ઠોકી બેસાડેલી ઉપરછલી કલ્પના નહોતી; પણ જે પાયાની એકતા હજારો વરસ થયાં હિંદના જીવનમાં ઓતપ્રોત હતી તેમાંથી જ કુદરતી રીતે આ કલ્પનાનો ઉગમ થયો હતો. એક વાતમાં ફરક પડ્યો હતો ખરો. તે એ કે હવે

એ વસ્તુની રાજકીય બાજુને નવુજ મહત્ત્વ અપાવા લાગ્યુ હતું એની સામે લડવા માટે બ્રિટિશ સરકારે ધાર્મિક ભેદો પર ભાર દેવા માંડચો, અને રાજકાજમાં એવી નીતિ ચલાવી જેને લીધે એ ભેદોને ઉત્તેજન મળ્યુ, અને કોમ કોમ વચ્ચે કલહો પેદા થયા. એ નીતિમાં અમુક અંશે સફળતા પણ મળી છતા, જેમ પૂર્વના બીજા દેશોમા તેમ હિંદમા પણ, આ યુગની સર્વોપરી ભાવના તો રાષ્ટ્રવાદની જ છે, અને એનો વિજય થયા વિના રહેવાનો નથી આજે આ રાષ્ટ્રવાદમાં આર્થિક ભીડનો ઉમેરો થવાથી તેનુ જોર સહેજ નરમ પડયુ છે ખરુ છતાં રાજકાજમાં ધાર્મિક સંપ્રદાયો કે મજહબી જમાતોના સ્વાર્થને પ્રથમ પદ આપનાર જે મધ્ય યુગની જૂની વિચારસરણી છે તેનાથી તો આ રાષ્ટ્રવાદ અગાઉના કરતા આધો જ ગયો છે

હિંદમાં જબરદસ્ત રાષ્ટ્રીય હિલચાલ જન્મીને ઉત્તરોત્તર વધતી ગઈ છે એ ઝુંબેશ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ફેલાવી છે એ હિલચાલે હિંદની રાજકીય એકતાનુ સચોટ પ્રદર્શન કરાવ્યુ છે ગયા બે દસકા દરમ્યાન, દેશના એક છેડાથી બીજા છેડા સુધી જબરદસ્ત ઊથલપાથલો થઈ છે તેણે મોટા બળવાનુ રૂપ લીધુ છે, ને બ્રિટિશ અમલના પાયા ડોલાવ્યા છે રાષ્ટ્રીય મહાસભામાં જેને સ્વેચ્છાએ દાખલ થવુ હોય તે જ એમા આવે છે, એટલે કે એ ઐચ્છિક પ્રવેશના ધોરણ પર રચાયેલી સંસ્થા છે કરોડો માણસો રાજીખુશીથી એની આણ સ્વીકારે છે આપણા જનસમૂહનાં મનમાં ભારતની એકતાની કલ્પના પાકે પાયે ઠસાવવામાં મહાસભાએ મોટો ભાગ ભજવ્યો છે લોકોએ રાષ્ટ્રીયતાના આદર્શને ખાતર ભેગા મળીને કામ કરવાની ને નિયમન જાળવીને ભોગ આપવાની જે શક્તિ બતાવી છે તેણે એટલું પુરવાર કરી આપ્યુ છે કે હિંદની એકતા સિદ્ધ થવી શકય છે એટલુ જ નહી પણ સિદ્ધ થઇ ચૂકેલી છે

ને હિંદમા એવો કોઈ માણસ નહી હોય જે રાષ્ટ્રીય એકતા

સિવાય બીજી દૃષ્ટિએ વિચાર કરતો હશે; પછી ભલેને તેના રાજકીય મત ગમે તેવા હોય કે તે ગમે તે ધર્મ યા સંપ્રદાયનો હોય.

બેશક દેશમાં મતભેદો છે; ને પોતાનાં જુદાં જૂથ બાંધનારા વર્ગો પણ છે પણ એ વર્ગો સુદ્ધાં રાષ્ટ્રની આઝાદી કે એકતાનો વિરોધ કરતા નથી. તેઓ પોતાના નોખા દળ કે સમૂહને માટે ખાસ મહેરબાની મેળવવા મથે છે; અને એ કારણસર તેઓ કેટલીકવાર રાષ્ટ્રીય હિલચાલમાં આડખીલી કરે છે. ધર્મને લગતા ભેદો હજુ કેટલીકવાર ધ્યાન ખેંચે છે ખરા, છતાં રાજકારણ પરની એની અસર દહાડે દહાડે ઓછી થતી જાય છે. હિંદમાં ધર્મ કે સંસ્કૃતિને લગતો સંઘર્ષ મુદ્દલ છે જ નહી. જેને ધાર્મિક કે કોમી પ્રશ્ન કહેવામા આવે છે તે ખરું જોતા ઉપલા વર્ગોના લોકો વચ્ચેનો ઝઘડો છે; અને તેની પાછળ હેતુ હોદ્દાઓની લૂંટાલૂંટમાં ભાગ પડાવવાનો અથવા ધારાસભાની બેઠકો મેળવવાનો હોય છે. એ ઝઘડો જ્યાંજ્યાં પેદા થશે ત્યાં ત્યાં સમાધાનથી તેનો નિવેડો લાવવામાં આવશે

એક વાત એવી કહેવામાં આવે છે કે હિંદમાં ભાષાને કારણે ભાગલા પડેલા છે, ને દેશ નાના નાના અસંખ્ય વિભાગમાં વહેંચાઈ ગયેલો છે. સરકારી વસ્તીપત્રક કહે છે કે હિંદમાં ૨૨૨ ભાષાઓ કે બોલીઓ છે. હું માનું છુ અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના વસ્તીપત્રકમાં ભાષાઓની મોટી સંખ્યાનો ઉલ્લેખ છે જર્મનીના વસ્તીપત્રકમાં, મને લાગે છે, સાઠ ઉપરાંત ભાષાઓનાં નામ આપેલા છે. પણ આમાંની ઘણીખરી ભાષાઓ તો નાના નાના સમૂહોમાં જ બોલાતી હોય છે; અથવા કહો કે એ બોલીઓ હોય છે હિંદમા લોકશિક્ષણના અભાવને લીધે બોલીઓના વિકાસને ઉત્તેજન મળ્યું છે. ખરી વાત જોઈએ તો એ છે કે ભાષાઓની બાબતમાં હિંદ એ અસાધારણ એકતાવાળો પ્રદેશ છે. હિંદના વિશાળ પ્રદેશમાં કુલ બાર ભાષા છે; અને તેને એકબીજાની સાથેગાઢો સંબંધ છે. એ ભાષાઓના બે વિભાગ પડે છે—ઉત્તર, મધ્ય અને પશ્ચિમ ભારતની

હિંદી-આર્ય ભાષાઓ, અને પૂર્વ ને દક્ષિણ ભારતની દ્રાવિડી ભાષાઓ હિંદી-આર્ય ભાષાઓની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી થયેલી છે; અને જે માણસને એમાંની એક ભાષા આવડતી હોય તેને બીજી શીખવી સહેલી પડે છે. દ્રાવિડી ભાષાઓ જુદા કુળની છે ખરી, પણ તે દરેકમાં પચાસ ટકા કે એથી વધારે શબ્દો સંસ્કૃતમાંથી લીધેલા છે. હિંદમાં મુખ્ય ભાષા હિંદુસ્તાની (હિંદી અથવા ઉર્દૂ) છે. અત્યારે પણ બાર કરોડ જેટલી વિશાળ જનસંખ્યા એ ભાષા બોલે છે, ને બીજા બે કરોડ તે અડધીપડધી સમજે છે. આ ભાષા અખિલ ભારતના આન્તરિક વ્યવહારનું સાધન બન્યા વિના રહેવાની નથી. એ રાષ્ટ્રભાષા જુદા જુદા પ્રાન્તોની મહાન ભાષાઓને ખસેડી તેનું સ્થાન લેવાની નથી, પણ ફરજિયાત બીજી ભાષા તરીકે જ રહેશે. રાજ્ય તરફથી લોકકેળવણીનું કામ ચાલશે, તો આમ થવામાં મુશ્કેલી નહી આવે અત્યારે પણ બોલપટો ને રેડિયોને લીધે હિંદુસ્તાનીનો વિસ્તાર ઝપાટાબંધ વધતો જાય છે આ લખનાર લેખકને આખા હિંદમાં વિશાળ લોકસભાઓ આગળ ભાષણો આપવા પડ્યાં છે દક્ષિણ ભારતને બાદ કરતા આખા હિંદમાં તેણે હિંદુસ્તાની જ વાપરી છે, ને લોકોને તે સમજાય છે. હિંદને બીજે ગમે તેટલા કઠણ પ્રશ્નો ઉકેલવાના હશે, પણ એમાં ભાષાનો પ્રશ્ન તો નથી જ એ દેખીતું છે. એ પ્રશ્ન તો ઠીકઠીક ઉકેલાઈ જવા આવ્યો છે.

આ પરથી એટલું જોઈ શકાશે કે ભારતની એકતાને માટે કામ કરનારાં બળો પ્રચંડ અને જબરદસ્ત છે, અને ભેદભાવ વધારવા માગનારી કોઈ પણ શક્તિ આ એકતામાં ભંગાણ પાડી શકે એવી કલ્પના કરવી મુશ્કેલ છે હિંદના કેટલાક મોટા રાજાઓ એવી ભેદક શક્તિના પ્રતિનિધિ કહાય હોય, પણ તેઓ પોતાના સ્વતંત્ર બળ વડે નહી પણ બ્રિટિશ સત્તાના ટેકાને લીધે નભે છે એ ટેકો જતો રહેશે ત્યારે એમને પોતાની પ્રજાની ઇચ્છાને વશ રહેવું પડશે,

અને એ પ્રજામાં તો રાષ્ટ્રીય એકતાની ભાવના ઘણા ઓછા પ્રમાણમાં ફેલાયેલી છે.

આનો અર્થ એવો નથી કે આપણા પ્રશ્નોનો ઉકેલ સહેલો છે. જેમ આજે દુનિયામાં એકએક પ્રશ્ન કઠણ છે, તેમ આપણા આ પ્રશ્નો પણ કઠણ છે; અને કદાચ તેમના ઉકેલનો આધાર દુનિયામાં તેમજ આપણા દેશમાં બનનારા બનાવો પર રહેશે. પણ જેમ બાકીની દુનિયામાં છે તેમજ હિંદમાં પણ ખરા પ્રશ્નો આર્થિક છે; અને એકબીજા સાથે એટલા બધા સંકળાયેલા છે કે તેમનો જુદો જુદો ઉકેલ ભાગ્યે જ લાવી શકાય. જમીનનો પ્રશ્ન એ હિંદનો સૌથી મોટો કોયડો છે; અને આપણી ખેતીમાં ને જમીનમાલિકીની પદ્ધતિમાં ક્રાન્તિકારી ફેરફારો થયા વિના એનો છેવટનો કંઈ નિકાલ આવે એવી આશા રાખવી મુશ્કેલ છે. રજવાડી જમાનાના અવશેષો અને મોટા જમીનદારોની પ્રથા વિકાસમાં અંતરાયરૂપ છે, ને તેમણે રુખસદ લેવી જ પડશે. આપણા દેશમાં ખેતરોનું ક્ષેત્રફળ સરેરાશ માણસદીઠ પૂરો એક એકર પણ નથી. તે આર્થિક દૃષ્ટિએ પોસાય એવું નથી. તેને લીધે ઘણો બગાડ થાય છે. અને એટલાં નાનાં ખેતર હોવાને લીધે ખેતીની શાસ્ત્રીય રીતોનો પણ ઉપયોગ કરી શકાતો નથી. તેને બદલે મોટા વિસ્તારવાળા અને રાજ્યની અથવા લોકસમૂહની માલિકીના, ને સહકારી ધોરણે ચાલતી ખેતીવાળા 'ફાર્મ' કાઢવા જોઈએ. પણ જમીન પર પોતાનો કબજો જમાવી બેઠેલા જે વર્ગો છે તેમને ત્યાંથી ખસેડ્યા વિના આ કામ થઈ શકે એવું નથી. એટલું થયા પછી પણ શહેરો અને ગામડાંમાં ફેલાયેલી ભયંકર બેકારી તો ઓછી થવાની નથી જ. આ તેમજ બીજાં દેખીતાં કારણસર આપણે દેશમાં ઉદ્યોગો વધારવાનું કામ ઝપાટાભેર આગળ ધપાવવું જોઈએ. એને માટે પાછાં કેળવણી, સફાઈ વગેરે લોકસેવાનાં કામો ખીલેલાં હોવાં જોઈએ. એટલે આ રીતે આ પ્રશ્ન વિશાળ ને અનેકાંગી બને છે; ને તેની અસર જમીન, ઉદ્યોગ, તથા જીવનનાં

બીજાં સર્વ ક્ષેત્રો પર પડે છે. તેની સાથે આપણે જોઈએ છીએ કે રાષ્ટ્રવ્યાપી પાયા પર આયોજન કરીને તે ધોરણે કામ લીધું હોય તો જ એનો ઉકેલ આવી શકે એ યોજનામાં અંતરાય નાખે એવા જાતેલા સ્વાર્થો દેશમાં મોજૂદ ન હોય તો જ યોજના ફળીભૂત થાય. તેથી આપણામાંથી ઘણા માને છે કે સમાજવાદી રાજ્યતન્ત્ર જરૂરનું છે, અને તે સિવાય બીજી કોઈ રીતે આવી યોજના ગોઠવી ને પાર પાડવી શક્ય નથી.

પણ ત્યાં તો પેલા જામી બેઠેલા સ્વાર્થો આડે આવે છે—ખરી મુશ્કેલી ને ખરો સંઘર્ષ અહીં જ છે. એમાં સૌથી મોટો—બીજા બધાને કચાંયે ટપી જાય એવો—સ્વાર્થ તે લંડન શહેર છે લંડન શહેર એટલે બ્રિટિશ નાણાં ને ઉદ્યોગવાળા વર્ગો જ્યાં ખરેખરા સ્વાર્થનો સવાલ આવે ત્યાં હિંદુસ્તાન સરકાર તો કેવળ પડછાયા જેવી બની જાય છે. તે ઉપરાંત 'ઇમ્પીરિયલ સર્વીસ'વાળા લોકો, તથા દેશમાં જેમના સ્વાર્થો જામી ગયેલા છે તે હિન્દીઓ, રાજાઓ વગેરે તો બેઠેલા છે જ. હિન્દનું નવું (૧૯૩૫નું) રાજ્યબંધારણ, મતદારોની સંખ્યામાં ઘણો વધારો થવાને લીધે, પ્રાન્તોમાં પ્રજાની તરફ પરંતુ કંઈક નમતા દે છે ખરું; પણ એની પાછળ અસલી ઇરાદો તો આ આગલા સ્વાર્થોની રક્ષા કરવાનો, અને હિંદમાંની બ્રિટિશ સામ્રાજ્યની સત્તા અકબંધ રાખવાનો, જ છે પ્રાન્તોમાં પણ ખરી સત્તા તો ગવર્નરોના હાથમાં રહેલી છે; અને સરકારની આવકનો મોટો ભાગ તો ઉપર જણાવ્યા તે સ્વાર્થોને ત્યાં ગિરો મુકાઈ ગયેલો છે પ્રાન્તિક સરકારોની પાછળ જે કંઈ બળ છે તે રાજ્યબંધારણના કાયદામાંથી મળે છે તેના કરતાં ઘણે વધારે અંશે તો સંગઠિત રાષ્ટ્રીય હિલચાલમાંથી મળે છે. એને આ હિલચાલ સાથે અથડામણ ઊભી થાય, ને તેને પરિણામે કદાચ રાજ્યબંધારણનો અમલ ઊંચો મૂકવો પડે, એ બીકને લીધે જ પ્રાન્તિક સરકારોના કામમાં વધારેપડતી દખલ થતી અટકે છે પણ પરિસ્થિતિ સાવ ડામાડોળ છે, ને એમાં ઘર્ષણનાં બીજ

પડેલાં જ છે. વળી એ કાયદામાં નાણુંને લગતી કલમો ને સલામતીઓ એવી છે કે સમાજસુધારાની મોટી યોજનાઓ હાથમાં લઈ શકાય જ નહીં.

પણ બંધારણમાં સૌથી ખરાબ ભાગ તે તો તેમાં સૂચવેલી સમૂહતન્ત્રની યોજના છે, કેમકે તે હિંદનાં રજવાડાંને કાયમનું જીવતદાન આપે છે, અને વધારામાં તેમને બાકીના હિંદના કારભારમાં દખલ કરવાની કેટલીક સત્તા આપે છે. સામ્રાજ્યવાદ, રજવાડી અમલ, અને લોકશાસન એ ત્રણના સંગમની આખી કલ્પના જ ફળીભૂત થવી અશક્ય છે, અને તેનો અર્થ એ જ હોઈ શકે કે પ્રગતિને રોકનારાં ને દેશને પાછો પાડનારાં જેટલાં તત્ત્વો છે તે બધાં પોતાનો અડ્ડો જમાવીને ભેગાં જવાનાં. એટલું યાદ રાખવાની જરૂર છે કે હિંદની રજવાડી પદ્ધતિની આવરદા સો વરસ ઉપરની થઈ ગઈ છે, અને આ સૈકામાં તેનામાં લગભગ કશા ફેરફાર થયા નથી એમ જ કહીએ તો ચાલે. આ યુગમાં યુરોપ અને દુનિયામાં એટલા બધા ફેરફારો થયા છે કે તેના દેદાર જ સાવ બદલાઈ ગયા છે. એટલે, રજવાડી પદ્ધતિના જે અવશેષો વિકાસમાત્રને રોકે છે તેનો બોજો કાયમને માટે આપણે માથે નાખવો એ તો એક રાક્ષસી જબરદસ્તી કે જોરજુલમ છે. એટલે જ સમૂહતન્ત્રની યોજના સામે તથા આખા બંધારણના કાયદા સામે ભીષણ વિરોધ થઈ રહ્યો છે.

• રાષ્ટ્રીય મહાસભાને પૂર્ણ સ્વરાજ અને લોકશાસનવાળું રાજ્યતન્ત્ર જોઈએ છે. તેણે એવી દરખાસ્ત કરી છે કે પુખ્ત વયના મતાધિકારને ધોરણે ચૂંટાયેલી લોકપ્રતિનિધિ સભાએ, બહારની દખલ વિના, આઝાદ હિંદનું બંધારણ ઘડવું જોઈએ. એ લોકશાસનનો રસ્તો છે જે પરિણામ આપણે જોઈએ છે તે લાવી શકે એવો, ક્રાન્તિ સિવાય બીજો કોઈ રસ્તો નથી એવી રીતે ચૂંટાયેલી સભા આખી પ્રજાની પ્રતિનિધિ હશે; અને તેને નાના સમૂહોના હિત સાથે સંબન્ધ ધરાવનારા નાના નાના ઢોંગી સવાલો કરતાં જનસમૂહના

આર્થિક ને સામાજિક સવાલોમાં ઘણો વધારે રસ હશે એટલે તે કોમી તથા બીજા સવાલોનું નિરાકરણ ઝાઝી મુશ્કેલી વિના કરશે આર્થિક સવાલોનો ઉકેલ તે એટલી સહેલાઈથી નહીં લાવી શકે, પણ એ વિષયમાં વિરોધી સ્વાર્થો વચ્ચે જે જાતનો સંઘર્ષ ચાલી રહેલો છે તેવો તો આખી દુનિયામાં જોવા મળે છે વિચારો ને રાજકારણનો જે સંઘર્ષ જગતભરમાં ચાલે છે તેમાં હિંદ લોકશાસનના પક્ષમાં અને ફાસીઝમ તથા એકહથ્થુ સત્તાવાળા રાજ્યની સામે, ઊભેલું છે રાષ્ટ્રો વચ્ચે શાન્તિ ટકી રહે, પરસ્પર સહકાર સધાય, ને છેવટે આખી દુનિયાની રાજકીય ને સામાજિક રચના નવા પાયા પર થાય, એને માટે તે ઝંખે છે

આઝાદ હિંદ બહારનાં આક્રમણ અને ચડાઈ સામે પોતાનું રક્ષણ કરી શકે એટલું બળ તેનામાં હશે ખરું ? પોતાની ભૂમિ પર આટલા લાંબા વખતથી જડ નાખીને પડેલી બ્રિટિશ સામ્રાજ્યશાહીમાંથી મુક્તિ મેળવવા જેટલું બળ જો હિંદમાં હોય, તો તે પરથી દેખીતી રીતે એમ ફલિત થાય છે કે તેનામાં નવી ચડાઈનો સામનો કરવા જેટલું પણ બળ હશે જ કોઈ પણ રાષ્ટ્રનું બળ એવું છે કે વસ્તુ એનો નિર્ણય બીજાં રાષ્ટ્રો સાથે તેનો મુકાબલો કરીને જ કરી શકાય, અને તે નિર્ણય કરવામાં અંદરની તેમજ બહારની અનેક વસ્તુઓ ગણતરીમાં લેવી પડે છે આજે ઘણાખરા સ્વતન્ત્ર દેશોમાં એકલે હાથે કોઈ મોટા રાજ્યની ચડાઈને રોકવા જેટલું બળ નથી મોટા રાજ્યને પણ કદાચ બીજાં મોટાં રાજ્યોના જૂથની આગળ નમતું આપવું પડે આખી દુનિયામાં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો (યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા) એ એક જ દેશ એવી સારી પરિસ્થિતિમાં ને દરેક રીતે એવો બળવાન છે કે શત્રુરાજ્યોના ગમે તેવા જૂથની સામે ટક્કર ઝીલીને જીત મેળવવાની આશા તે રાખી શકે બીજાઓ તો પોતાની આઝાદી ટકાવવા માટે સંયુક્ત રીતે જ પોતાના બળ પૂરાં અંદર રાખે છે, પણ તેમનો વધારે

આધાર તો અમુક અમુક સંજોગો ભેગા થવા ઉપર જ હોય છે.

બેશક હિંદ પોતાના બચાવનાં સાધન મજબૂત બનાવવાને તમામ જરૂરી પગલાં લેશે. એને માટે જે ઔદ્યોગિક તેમજ બીજી સાધનસામગ્રી જોઈએ તે તેની પાસે મોજૂદ છે. તેની નીતિ તેના પડોશીઓ તથા બીજાઓ જોડે મિત્રાચારી ટકાવવાની રહેશે; અને તે કડક સંયમ પાળીને લડાઈટંટાથી દૂર રહેશે રાષ્ટ્રીય મહાસભા તો જાહેર રીતે કહી ચૂકી છે કે બ્રિટન જો કોઈ સામ્રાજ્યવાદી યુદ્ધમાં રોકાશે તો હિંદ તેમાં સામેલ નહીં થાય. હિંદ પોતાના બચાવને માટે જબરદસ્ત તન્ત્ર ઊભું કરી શકે એટલી મગદૂર તેનામાં છે, એમાં તો જરાયે શંકા નથી. તેના લશ્કરમાં આજે હિંદી અફસરોનો અભાવ છે ખરો, છતાં તે લશ્કર બળવાન ગણાય છે.

હિંદ પર ચડાઈ લાવનાર કોણ હોવાનો સંભવ છે? યુરોપનું કોઈ રાષ્ટ્ર એવા અવિચારી સાહસમાં ઝંપલાવે એ તો ભાગ્યે જ બનવાજોગ છે, કેમકે યુરોપનો હરેક દેશ યુરોપમાંના તેના પડોશીથી ડરે છે. ચડાઈના સંબન્ધમાં સોવિયેટ રશિયાનું તો નામ જ લેવાપણું રહેતું નથી. રશિયા આન્તરરાષ્ટ્રીય શાન્તિની નીતિને અનુસરવા માગે છે; અને હિંદનો મુલક લેવાથી એની કશી ગરજ સરે એમ નથી. આ વિષયમાં અફઘાનિસ્તાન અને સરહદી ટોળાઓનો પણ વિચાર કરવાની જરૂર નથી. તેમના પ્રત્યેની આપણી નીતિ ગાઢ મિત્રાચારી ને સહકારની હશે. લડાયક તેમજ બીનલડાયક સૌનો ઉપર બૉંબનો વરસાદ વરસાવીને ધાર્યું કામ પાર પાડનારી અંગ્રેજોની જે નીતિ છે, તેના કરતાં આપણી નીતિ તો સાવ જુદી જ જાતની હશે. પણ આ લોકોના મનમાં આપણી પ્રત્યે શત્રુતાનો ભાવ હોય ને આપણા પર ચડાઈ કરવાની ઈચ્છા હોય, તોપણ તેઓ ઉદ્યોગોમાં એટલા પછાત છે કે તેમના પોતાના પર્વતોની બહાર આધુનિક ઢબના લશ્કરનો સામનો કરવાની ગુંજાશ તેમનામાં નથી.

કદાચ જપાન ચડાઈ કરે ખરું, એમ કહેવામાં આવે છે. સાથે

અણુગમો છે, કેમકે તે જૂની ઘણી વસ્તુઓ સામે હુમલો કરી તેને ઊથલપાથલ કરી મૂકે છે. છતાં જગતના વિકાસમાં એ યન્ત્રોદ્યોગવાળો સુધારો અનિવાર્ય છે એમ માનીને હિન્દે તેને સ્વીકાર્યો છે. એટલે તે એ સુધારાનો પોતાની મૂળગત કલ્પનાઓ સાથે સમન્વય સાધવા, તથા મનુષ્યનો અંતરાત્મા ને તેનું સદા બદલાતું વાતાવરણ એ બેની વચ્ચે એકરાગ પેદા કરવા, મથે છે એવો એકરાગ આજે આખા જગતમાં ક્યાંયે દેખાતો નથી, એ એક વિચિત્ર વસ્તુ છે આપણે બધા આંખે પાટા બાંધીને તેને ખોળવા મથીએ છીએ. આપણે એને ખોળી શકીએ ત્યાં સુધી કલહ, દ્વેષ અને પરસ્પર વિનાશનાં રણમાં થઈને થાકેલે પગે મુસાફરી કર્યા વિના આપણો છૂટકો નથી *

જાન્યુઆરી, ૧૯૩૮

---

* આ લેખ મૂળ તો અમેરિકાના 'ફોરેન અફેર્સ' નામના ત્રૈમાસિક પત્રમાં પ્રસિદ્ધ થયો હતો

## ૨. રાષ્ટ્રપુરુષ

( શ્રી. સૌમ્યેન્દ્રનાથ ટાગોરે ૧૯૩૬માં ફ્રાન્સના એક છાપામાં ગાંધીજી સામે કરેલા આક્ષેપોનો રદિયો આપતાં પંડિત જવાહરલાલજીએ જે લેખ લખેલો તેના મુખ્ય ભાગનો અનુવાદ નીચે આપ્યો છે)

જેને ગાંધીજી સાથે અનેક અગત્યની બાબતોમાં મતભેદ છે ને છતાં જેણે ઘણે અંશે તેમની સાથે સહકાર કર્યો છે, એવા એક માણસ તરીકે હું કહું છું કે શ્રી. ટાગોરે ગાંધીજીનું જે મૂલભૂત પૃથક્કરણ આપ્યું છે તેમાં હું સંમત નથી. એક વસ્તુ ખાસ યાદ રાખવાની જરૂર છે. જેમ બધી રાષ્ટ્રીય હિલચાલો હોય છે તેમ, હિંદની રાષ્ટ્રીય હિલચાલ પણ વસ્તુતઃ મધ્યમ વર્ગની જ હિલચાલ હતી. મનુષ્યના વિકાસનો જે ઐતિહાસિક ક્રમ છે તેમાં આવી એક ભૂમિકા સ્વાભાવિક રીતે આવે જ છે. એટલે હિંદની હિલચાલ એ પણ એવી જ ભૂમિકા હતી. એને મજૂરોની હિલચાલ ગણી તે દૃષ્ટિએ એની ટીકા કરવી એ ગેરવાજબી છે. ગાંધીજી એ રાષ્ટ્રીય હિલચાલના, અને એ હિલચાલને અંગે હિંદની જનતાના, સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ હતા; અને એટલે અંશે તેમની વાણી એ હિંદી પ્રજાની વાણી થઈ પડી. રાષ્ટ્રવાદી આદર્શની કક્ષામાં રહીને કામ કર્યા વિના તેમનો છૂટકો નહોતો; પણ તેમને મોટામાં મોટી ધગશ તો આમવર્ગની સેવા કરવાની ને તેની ઉન્નતિ સાધવાની હતી. એ બાબતમાં તેમણે હંમેશાં રાષ્ટ્રીય હિલચાલ કરતાં આગળ વધીને કામ કર્યું છે. અને ધીરે ધીરે તેમણે, પોતાના આદર્શોની હદમાં રહીને, રાષ્ટ્રીય હિલચાલને પણ એ દિશામાં વાળી છે. હિંદમાં તેમજ જગતમાં બનેલી આર્થિક ઘટનાઓએ હિંદી રાષ્ટ્રવાદને મહત્ત્વના ને તલસ્પર્શી સામાજિક ફેરફારો તરફ જોરથી ધકેલ્યો છે; અને આજે તે નવા સામાજિક આદર્શને કાંઠે આવીને, કંઈક

અનિશ્ચિત મનથી, આંટા મારી રહ્યો છે.

પણ ગાંધીજીએ હિંદની ને હિંદી જનતાની મુખ્ય સેવા કરી છે તે તો તેમણે રાષ્ટ્રીય મહાસભા દ્વારા આદરેલી પ્રચંડ હિલચાલો મારફતે. એ રાષ્ટ્રવ્યાપી કાર્ય દ્વારા તેમણે કરોડોનાં જીવતરને નવેસર ઘડવાનો પ્રયાસ કર્યો છે. એ લોકો છિન્નભિન્ન, બીકુ ને હતાશ હતા. દરેક બળવાન વર્ગ તેમને કચડતો, છતાં તેની સામે થવાની તાકાત તેમનામાં હતી નહીં. તે જ લોકોમાંથી ગાંધીજીએ સ્વમાન ને સ્વાશ્રયવાળી, જુલમનો પ્રતિકાર કરનારી, ને કોઈ પણ મહાકાર્ય માટે ભેગા મળીને સંયુક્ત પુરુષાર્થ કરવાના ને આપભોગ આપવાના સામર્થ્યવાળી, પ્રજા નિર્માણ કરી. તેમણે એ લોકોને રાજકીય ને આર્થિક પ્રશ્નો વિષે વિચાર કરતા કર્યા; અને દરેક ગામડું ને દરેક બજાર પ્રજામાં સ્ફુરી રહેલી નવી કલ્પનાઓ ને નવી આશાઓ વિષેની દલીલો ને ચર્ચાઓથી ગુંજી રહ્યાં. એ એક પ્રચંડ ને આશ્ચર્યકારક માનસિક પરિવર્તન હતું. બેશક એને માટે હવા તૈયાર થઈ ચૂકી હતી; અને દેશના સંજોગો તથા જગતની પરિસ્થિતિ એ પરિવર્તનની દિશામાં કામ કરી રહ્યાં હતાં. પણ સંજોગો ને પરિસ્થિતિનો લાભ લેવાને પણ કોઈ મોટો નેતા જોઈએ. ગાંધીજી એ નેતા હતા કે જેમણે બંધનો આપણાં મનને કેદમાં પૂરીને પાંગળાં બનાવી રહ્યાં હતાં. એ બંધનો તોડી તેમણે આપણને છોડાવ્યા. જેમણે એ અનુભવનો સ્વાદ ચાખ્યો હશે તેઓ તો હિંદી પ્રજામાં આને લીધે બંધનમુક્તિની ને આનન્દોલ્લાસની લાગણી કેવી જુવાળની પેઠે આવેલી તે કદી ભૂલી શકશે નહીં. ગાંધીજીએ હિંદમાં ક્રાન્તિકારનો સૌથી મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, કેમકે દેશની ખરી પરિસ્થિતિનો બારેમાં ખરે લાભ કેવી રીતે ઉઠાવવો એની તેમને ખબર હતી, ને તેઓ જનસમૂહના હૃદય સુધી પહોંચી શક્યા હતા. બીજી બાજુ, એમના કરતાં આગળ વધેલા આદર્શવાળાં મંડળો મોટે ભાગે હવામાં કામ કરી રહ્યાં હતાં; કેમકે દેશનાં સંજોગો ને વાતાવરણ જોડે તેમનો મેળ ખાતો નહોતો, ને તેથી તેઓ વિશાળ જનસમૂહનો સાથ [illegible]

મેળવી શકર્યા નહીં.

ગાંધીજીને બ્રિટિશ સામ્રાજ્યશાહીના મળતિયા કહેવા એ સાવ વાહિયાત વસ્તુ છે; ને એ વાંચીને હસવું જ આવે એમ છે. એ આક્ષેપનો સારામાં સારો ઉત્તર તો બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ જ આપી શકે એમ છે. તેમણે ગાંધીજીને હંમેશાં પોતાના ભયંકરમાં ભયંકર વિરોધી માન્યા છે. તેમણે હરપ્રકારે ગાંધીજીને દબાવી દેવાનો ને તેમનો વિરોધ કરવાનો પ્રયાસ કર્યો છે. તેઓ ગાંધીજી પ્રત્યે તથા રાષ્ટ્રીય મહાસભા પ્રત્યે કેવો ભાવ ધરાવે છે તેનું પારખું તો હિંદમાં ચાલી રહેલું વ્યાપક ને ઉગ્ર દમન જ આપી રહ્યું છે.

ગાંધીજી રાષ્ટ્રવાદની ભૂમિકાએ રહીને કામ કરે છે, એટલે તેઓ વર્ગવિગ્રહની દૃષ્ટિએ વિચાર નથી કરતા, ને વર્ગ વર્ગ વચ્ચેના ઝઘડાની પતાવટ કરાવવા ઇચ્છે છે; એ સાચું છે. પણ જે અમલી કામ તેમણે પોતે કર્યું છે, ને જે કામ કરતાં તેમણે લોકોને શીખવ્યું છે, તેનાથી જનસમૂહમાં પ્રચંડ જાગૃતિ આવી છે, અને સામાજિક પ્રશ્નોને ઘણું જ મહત્ત્વ અપાવા લાગ્યું છે. વળી, જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં, ધનિક વર્ગના જામી પડેલા સ્વાર્થોનો ભોગ આપીને પણ ગરીબ જનતાનું કલ્યાણ સાધવાનો જે આગ્રહ તેમણે રાખ્યો છે. તેને લીધે રાષ્ટ્રીય હિલચાલમાં જનસમૂહના કલ્યાણની સાધનાને ઘણું અગત્યનું સ્થાન મળ્યું છે.

ગાંધીજી અને મહાસભા જે નીતિને અનુસરતાં હોય અને જે કામ કરતાં હોય તે પરથી તેમને વિષે આંક બંધાય એ વાજબી છે. ગાંધીજી જેવા અસાધારણ પુરુષની બાબતમાં તો, તેમને સમજવા માટે ને તેમના કાર્યનું તારતમ્ય નક્કી કરવા માટે, તેમના વ્યક્તિત્વનો સવાલ પણ ખાસ અગત્યનો થઈ પડે છે. મિ. જ્યૉર્જ સોકોલ્સ્કી નામના એક અંગ્રેજ પત્રકાર છે. તેમને રાજકાજમાં પડેલા અગ્રેસર તેમજ સામાન્ય એવા અનેક માણસોનો વિશાળ અનુભવ છે. તેમણે થોડા જ વખત પર પ્રસિદ્ધ થયેલા પોતાના પુસ્તકમાં ગાંધીજી વિષે જે

વચનો લખ્યાં છે તે અહીં ઉતારવા જેવાં છે. તે કહે છે "હું હજુ લગી એવા કોઈ માણસને મળ્યો નથી જે એમના કરતાં અધિક અણીશુદ્ધ પ્રામાણિકતાવાળો ને અધિક પારદર્શક સત્યનિષ્ઠાવાળો હોય, અને જેનામાં ગર્વ, અહંકાર, તક સાધી લેવાની વૃત્તિ, તથા મહત્ત્વાકાંક્ષાનો એમનામાં છે એટલો અભાવ હોય. આ પાછળના દુર્ગુણો જગતના બીજા બધા મોટા રાજદ્વારી માણસોમાં ઓછેવત્તે અંશે હોય જ છે." કોઈ અંગ્રેજ પત્રકારના અભિપ્રાયને આપણે ઝાઝું વજન આપવું જોઈએ એવું નથી તેમજ કોઈ માણસ સત્યનિષ્ઠા ને સાફ દાનતવાળો હોય એટલા માટે તેની ખોટી રાજનીતિને કે તેના ભૂલભરેલા વિચારોને ક્ષમ્ય ગણવા જોઈએ એવું પણ નથી. પણ ખરી હકીકત એ છે કે ઉપર ટાંકયો છે એવો અભિપ્રાય હિન્દમાં કરોડો માણસો ધરાવે છે; અને જે સોંઘાં ને વપરાશથી ઘસાઈ ગયેલાં વચનો સાધારણ કોટિના મુત્સદ્દીઓને વિષે વગરવિચારે વાપરવામાં આવે છે તે વચનો ગાંધીજી જેવા અજોડ, અદ્વિતીય ને અગ્રેસર પુરુષને વિષે વાપરીને તેમનો છેદ ઉડાવી દેવો, એ બહુ જ છીછરી ટીકા મનાય. હિન્દમાં અમને ઘણીવાર ગાંધીજી સાથે મતભેદ પડયો છે; હજુ પણ અમારે એમની સાથે ઘણી વાતોમાં મતભેદ કાયમ છે; અને કયારેક કદાચ અમે જુદે રસ્તે પણ ચાલીએ. છતાં એક મહાન કાર્યને સારુ અમને એમની સાથે ને એમની આગેવાની નીચે કામ કરવાની તક મળી છે એને અમે અમારા જીવનનો મોટામાં મોટો લ્હાવો માનીએ છીએ. તેઓ ભારતવર્ષના આત્માની, તેના સ્વમાનની, તથા તેનાં દીનદલિત કરોડોની અમર્યાદિત બોજાઓમાંથી છૂટવાની ઝંખનાની, સાક્ષાત મૂર્તિ છે, એમ અમે માનીએ છીએ; અને બ્રિટિશ સરકાર કે બીજું કોઈ તેમનું અપમાન કરે, તો તેને અમે ભારતવર્ષનું તથા તેની પ્રજાનું અપમાન લેખવું છે.

## ૩. ન્યાયાધીશનું માનસ

હું અદાલતમાં વકીલાત કરતો એ દિવસો ઘણા છેટે ને દૂર દૂર દેખાય છે. એ વખતે મારા મનમાં કેવા વિચારો ચાલતા હશે ને કેવા તરંગો ઊઠતા હશે એ અત્યારે યાદ કરવું કંઈક મુશ્કેલ લાગે છે. અને છતાં હજુ તો સોળ જ વરસ પર મેં કાયદાની જાળમાંથી એક નહીં પણ અનેક રીતે રવાનગી લીધી છે. હું કેટલીકવાર એ દિવસો યાદ કરું છું; કેમકે જેલમાં માણસને જૂની વાતો યાદ કરવાનું મન થઈ આવે છે, અને વર્તમાનકાળ તો નીરસ, એકસૂરો, ને દુઃખથી ભરેલો હોય છે, એટલે ભૂતકાળ તેને ભવ્ય ને આકર્ષક લાગે છે. મારા એ વકીલાતના ભૂતકાળમાં રસિક કે આકર્ષક અંશ તો નહીં જેવો હતો; ને મને ફરી ત્યાં જવાનું મન કોઈ કાળે થયું નથી. છતાં મારું મન એ ભૂતકાળને વિષે 'જો–તો'ની રમત રમ્યાં કરતું; અને શું બન્યું હોત ને શું નહીં એ વિષે કલ્પનાઓના ઘોડા દોડાવતું. (માણસને પરાણે નિષ્ક્રિયતા ભોગવવી પડતી હોય ત્યારે આ જાતના મનોરંજનમાં વખત સહેલાઈથી પસાર થઈ જાય છે. એમ કરવામાં બેવકૂફી તો છે, પણ રસ પડે છે) હું જો મારા મૂળ ધંધાને વળગી રહ્યો હોત તો જિંદગી મને કેવા કેવા ખેલ દેખાડત, એની વિમાસણમાં હું પડી જાઉં છું. એમ બનવું અસંભવિત નહોતું; જોકે હવે એનો વિચાર કરતાં વિચિત્ર લાગે છે. જીવનના દોરાએ જરાક વળ લીધો હોત, તો તેનાથી મારું આખું ભાવિ કદાચ બદલાઈ ગયું હોત. હું માનું છું વકીલાતમાં મારું ગાડું ઠીકઠીક ચાલ્યું હતું; અને મારું જીવન અત્યાર સુધી રહ્યું છે એના કરતાં વધારે શાન્તિમય, વધારે નીરસ, અને વધારે શારીરિક સુખસગવડવાળું પસાર થયું હોત. હું કદાચ બહુ જ પ્રતિષ્ઠિત ને ભારેખમ ચહેરાવાળો, તથા તે ઝભ્ભો પહેરનારો ન્યાયાધીશ પણ

બન્યો હોત. મારા જૂના મિત્રો ને સાથીઓમાંથી કેટલાયે આજે એ આસન પર બિરાજે છે.

ન્યાયાધીશ તરીકે મારા મનની લાગણી કેવી હોત એનો હું વિચાર કરું છું. ન્યાયાધીશના મનમાં કેવી લાગણી થતી હશે? તેને કેવા વિચારો આવતા હશે? વકીલાતના કાળમાં હું જ્યારે ફોજદારી મુકદ્દમા ચલાવતો કે નિહાળતો, અને જે ઝડપ તથા દેખીતી બેપરવાઈથી ન્યાયાધીશ માણસોને ફાંસીની કે લાંબી કેદની સજા ફરમાવતો તે જોઈ હું આશ્ચર્યમાં ગરકાવ થઈ જતો, તે વેળા પણ મારું મન ઉપરના બીજા સવાલના વિચારમાં ઊતરી પડતું. હું કેદીના પાંજરામાં સજાની રાહ જોતો ઊભો રહ્યો છું, કે રાજકીય ગુના માટે કોઈ મિત્રના મુકદ્દમામાં હાજર રહ્યો છું, ત્યારે આ સવાલ, વધારે અંગત રૂપમાં, મારી નજર સામે હંમેશાં ઊભો રહેતો દેખાયો છે. જેલમાં લગભગ હંમેશાં એ સવાલ મારા મનમાં ઊઠે છે. અહીં મારી આસપાસ સેંકડો કે હજારો એવા માણસો છે જેમને ન્યાયાધીશોએ અહીં મોકલ્યા છે. (આ પળે હું રાજકીય ગુનાવાળાઓનો વિચાર નથી કરતો; માત્ર સામાન્ય કેદીઓની જ વાત કરું છું.) આરોપીને હાથે જે ભૂરું કામ થયેલું તેનો ન્યાયાધીશે વિચાર કર્યો; અને ફોજદારી કાયદાએ જે રીતે કહેલું તે રીતે તેણે ન્યાય અને સજા કર્યાં. કેટલાક દાખલામાં તેણે પોતાનું ઉપદેશનું પ્રવચન એમાં ઉમેર્યું; તે તો ઘણે ભાગે બહુ જ સખત સજાને વાજબી ને સકારણ સિદ્ધ કરવા માટે હશે. તેની સામે ઊભેલા કેદીનાં ઉછેર, વાતાવરણ, ને શિક્ષણ (અથવા તેના અભાવ)નો વિચાર તેણે ન કર્યો. એ કામ કરવા પ્રેરનાર જે માનસિક પૂર્વભૂમિકા હતી, અથવા તો પાંજરામાં ઊભેલા એ મૂગા, ને કદાચ ડરતા પ્રાણીના અંતરમાં જે માનસિક સંગ્રામ ચાલ્યો હશે, તેના તરફ ન્યાયાધીશે લક્ષ ન આપ્યું. પોતે પોતાને જે સમાજનો સ્તંભ અને ભૂષણ માને છે તે સમાજ, પોતે જેનો

છૂટે એવું કરવું. સરકારને અળખામણું લાગે એવા ગાયન કે કાવ્ય માટે આજકાલ સામાન્ય રાજદ્વારી સજા બે વરસની સખત કેદની (સરહદ પ્રાન્તમાં ત્રણ વરસની) છે; અને એનો ઉપયોગ રોજેરોજ છૂટે હાથે કરવામાં આવે છે. પણ મુકદ્દમા કે સજા વિના ચાર કે પાંચ વરસથી જેઓ જેલમાં પુરાયેલા છે, ને જેમને અનિશ્ચિત મુદત સુધી રાખવાના છે, તેવા લોકોની મોટી સંખ્યાની સ્થિતિ સાથે સરખામણી કરીએ, ત્યારે તો આ સજા પણ નજીવી લાગે છે.

પણ રાજદ્વારી મુકદ્દમાઓનો આધાર મોટે ભાગે સરકારના તે તે વેળાના માનસ ઉપર અને બદલાતી પરિસ્થિતિ પર રહે છે; અને ફોજદારી કાયદાના સામાન્ય વહીવટનો વિચાર કરવામાં આપણને એનાથી મદદ થતી નથી. કેટલેક અંશે એ બે એકબીજામાં ભળે છે ને એકબીજા પર અસર કરે છે; દાખલા તરીકે, અદાલતોમાં ખેડૂતો ને મજૂરો પર ચાલતા ઘણા મુકદ્દમાનું મૂળ તો અચૂક રાજદ્વારી જ હોય છે. બીજી પણ એક વાત બહુ જાણીતી છે. ઘણા લોકો, જે પોલીસને રાજકીય દૃષ્ટિએ અકારા લાગે છે, તેમના પર ફોજદારી કાયદાની, બામટાઓ વિષેની કે એને મળતી, કલમની રૂએ મુકદ્દમા ચલાવાય છે; અને તેમની સામે કશો ખાસ આરોપ મુકાયા વિના તેમને બદમાસ માણસો તરીકે જેલમાં પૂરી દેવામાં આવે છે. આવા દાખલા તરફ દુર્લક્ષ કરીએ, ને જેને નર્યો ગુનો કહી શકાય તેનો વિચાર કરીએ, તો બે હકીકતો તરી આવે છે—સજાવાળા મુકદ્દમાઓની સંખ્યા, અને સજાઓની લંબાઇ, બંને વધતાં જાય છે. દર વરસે જુદા જુદા પ્રાન્તોની જેલોના રિપોર્ટોમાં એવી ફરિયાદ આવે છે કે કેદીઓની સંખ્યા વધતી જાય છે, અને તેથી વધારે જગાની જોગવાઈ થવી જોઈએ. જે વરસોમાં સવિનય ભંગની લડને હજારો માણસો જેલમાં મોકલેલાં તે વરસે તો કેદીઓની સંખ્યા પરાકાષ્ઠાએ પહોંચી મનાય પણ કેદીઓના આ ખાસ દરોડા વિના પણ હવે તો એટલી સંખ્યા સામાન્ય વરસોમાં

જેલોમાં રહે છે. એ મુશ્કેલી દૂર કરવા કેટલીકવાર ટૂંકી મુદતવાળા થોડાક હજાર કેદીઓને તેમની મુદત પૂરી થતા પહેલાં જ છોડી મૂકવામાં આવે છે, છતાં જેલો પર જે તાણ રહે છે તે તો ચાલુ જ છે.

પ્રાન્તોમાં 'સેન્ટ્રલ પ્રીઝન'ને નામે ઓળખાતી જે મોટી જેલો છે ને જનમટીપવાળા, એટલે કે જિંદગીભરની સજા પામેલા, કેદીઓથી, ને બીજા લાંબી મુદતની સજાવાળાઓથી, ભરેલી હોય છે. આ જનમટીપવાળા કેદીઓ ધાડલૂંટના કેસોમાં મોટા ઝૂમખાં-બંધ આવે છે, અને સંભવ છે એમાંથી ઠીકઠીક ટકા ગુનેગાર પણ હશે; જોકે મારું મન તો એમ માનવા તરફ ઝૂકે છે કે એમાં ઘણા નિર્દોષ માણસો પણ સપડાતા હશે, કેમકે એવા કેસોમાં પુરાવો કેવળ અમુક સાક્ષીઓએ આપેલી ઓળખાણ ઉપર જ આધાર રાખે છે. એ તો દેખીતું છે કે ધાડલૂંટના બનાવોની સંખ્યામાં દહાડે દહાડે વધારો થવાનું કારણ એ છે કે આમવર્ગની તેમજ મધ્યમ વર્ગના નીચલા થરોની બેકારી ને મરીમાઈ વધતી જાય છે. માલમિલકતને લગતા બીજા જે ફોજદારી ગુના થાય છે તેમાંથી ઘણાખરાનું કારણ પણ આપણી પ્રજાના ઘણા મોટા ભાગની સામે ડોળા ફાડીને ઊભેલો તંગી ને ભૂખમરાનો આ ભયાનક દેખાવ જ છે.

ન્યાયાધીશો આ વાત કદી સમજતા હશે ખરા? સાવ સામાન્ય માણસના મનમાં પણ, ભૂખે ટળવળતાં બૈરીછોકરાંને જોતાં જે નિરાશા ઊપજવાનો સંભવ રહે છે, તેનો વિચાર તેઓ કદી કરે છે ખરા? માણસે શું લાચાર બનીને બેસી રહેવું, ને માનવજીવનની સાદામાં સાદી જરૂરિયાતો વિના પોતાનાં પ્રિયજનો માંદાં પડે ને મરે એ ટગરટગર જોયાં કરવું? એટલે એ માણસ લપસે છે, ને કાયદા સામે ગુનો કરે છે. તે પછી કાયદો ને ન્યાયાધીશ એટલી પેરવી કરે છે કે એ માણસ ફરી સામાન્ય કોટિનો માણસ બની શકે નહીં, ને તેને સમાજને હિતકારી એવો કશો ધંધોરોજગાર મળવા પામે નહીં. તેઓ જેને 'ગુનેગાર' વર્ગ કહે છે એવો વર્ગ પેદા

કરવામા તેઓ પોતે મદદ કરે છે, અને પછી જોઈને આશ્ચર્ય પામે છે કે આવા વર્ગો કેમ ટકે છે ને વધે છે?

મોટા મોટા ગુનાઓને માટે જનમટીપની, અથવા દસેક વરસની, સજા થાય છે. પણ જે નાના નાના ગુના છે, ને ન્યાયાધીશો તેનો નિકાલ જે રીતે લાવે છે, તે તો વળી એથીયે વધારે બોધદાયક હોય છે. આમાંથી ઘણા જ મોટા ભાગના તો અદાલતોનાં દફતરોમાં દટાયેલા રહે છે, ને તેને જરાયે પ્રસિદ્ધિ મળતી નથી છાપાઓમાં જવલ્લે જ એવા એકાદ મુકદ્દમાનો ઉલ્લેખ આવે છે આવા ત્રણ મુકદ્દમા છાપાંઓના હેલા થોડાક વખતના અંકોમાંથી છૂટાછવાયા લીધેલા છે, તે નીચે આપ્યા છે

રહેમાન જૂનો ગુનેગાર છે અગાઉ બાર વેળા તેને સજા થયેલી છે પહેલી સજા છેક ૧૯૧૩માં થયેલી અત્યારનો ગુનો થોડાક રૂપિયાની કિંમતના કપડાં ચોર્યાનો છે રહેમાને ગુનો કબૂલ કર્યો, અને અદાલતને વિનંતી કરી કે "મને રેફોર્મેટરી કે કોઈ બીજી એવી જગાએ મોકલો ત્યાંથી હું પૂરેપૂરો સુધરીને બહાર નીકળી શકુ" સિંધના જ્યુડિશિયલ કમીશનર ન્યાયાધીશ હતા તેમણે એ વિનતી ગણકારી નહી, ને તેને સાત વરસની સજા કરી, અને તેમ કરતાં ઉમેર્યું "આ સાત વરસની સખત મજૂરીની સજા તને નહી સુધારી શકે, તો પછી એકનો અલ્લા જ તને મદદ કરી શકશે" (કરાંચી, મે ૨૩, ૧૯૩૫)

બદરીને અગાઉ ચાર વેળા સજા થયેલી. તેણે એક ચોરીની ચાદર અપ્રમાણિકપણે રાખી, તેને માટે તેને હિંદના ફોજદારી કાયદાની કલમ ૪૧૧/૭૫ ની રૂએ બે વરસની સખત કેદની સજા થઈ (લખનૌ · જુલાઈ ૩, ૧૯૩૫)

ગુલામ મહમદ જૂનો ગુનેગાર છે તેણે એક માણસનું ખીસુ કાતરીને એક રૂપિયો ચોરી લીધો, તે માટે તેને ત્રણ વરસની સખત કેદની સજા થઈ છે (શિયાળકોટ · જુલાઈ ૧૫, ૧૯૩૫)

આ અને એના જેવી બીજી સજાઓ હિંદના ફોજદારી કાયદાની દૃષ્ટિએ કદાચ સાવ બરાબર હશે; પણ એવી સજાઓ કરીને પોતે ગુનેગારને સુધારે છે એમ કોઈ ન્યાયાધીશ કલ્પી લે, એ મને ખરેખર નવાઈભરેલું લાગે છે. સિંધના જ્યુડિશિયલ કમીશનરને પોતાને એના ઉપચારને વિષે કંઈક શંકા હતી; કેમકે તેણે ગર્ભિત રીતે એવું સૂચન કર્યું કે હવે પછી બીજે પ્રસંગે કદાચ અહીંને તક આપવામાં આવશે.

આ ન્યાયાધીશો તેમની અદાલતોમાં બેસે છે, અને અભાગી માણસોની એક લંગાર તેમની આગળથી પસાર થાય છે—કેટલાક ફાંસીએ, કેટલાક ફટકા ખાવા, ને કેટલાક જેલ તરફ જાય છે; જેલની સજામાં એકાન્તવાસનો પણ ઉમેરો કરવો જોઈએ. ન્યાયાધીશોના મનમાં ન્યાય અને સજાને વિષે જે તાત્ત્વિક વિચારો હોય છે તે પ્રમાણે તેઓ પોતાની ફરજ બજાવ્યે જાય છે. તેઓ તો માનતા હશે કે અમે સમાજવિરોધી ગુનેગાર વર્ગો સામે સમાજનું રક્ષણ કરીએ છીએ. તેમના વિચારો આ રૂઢ કલ્પનાઓથી આગળ જઈને માનવરૂપ ધારણ કરે છે ખરા? બાપડો ગુનેગાર એ માણસ છે; ને તેને માબાપ, બૈરી, છોકરાં, મિત્રો વગેરે હોય છે; એવો વિચાર ન્યાયાધીશો કરે છે ખરા? તેઓ એક વ્યક્તિને સજા કરે છે; પણ સાથેસાથે તેઓ એક સમૂહને પણ સજા કરે છે; કેમકે તેમના દુઃખની ઝીણી ઝીણી લહેરો ફેલાઈ જાય છે. ને દૂર સુધી પહોંચે છે. જેમને મરવાનું હોય છે તેઓ તો ઝપાટામાં મરે છે, ને એમની વેદના ટૂંકી હોય છે. પણ જેઓ જેલમાં દાખલ થાય છે તેમની વેદના તો લાંબી ચાલે છે. "દરવાજાની પાછળ, દીવાલની અંદર, તાળાબંધીમાં પુરાયેલા, ને નંબરવાળા એ લોકો બેઠો છે," એવું એક કાવ્યની કડીમાં કહેલું છે. જિંદગીની ટૂંકી આવરદામાંથી ચોરાયેલાં બે વરસ, ત્રણ વરસ, સાત વરસ—બાર મહિનાનું દરેક વરસ, ત્રીસ દિવસનો એક મહિનો, ચોવીસ કલાકનો દરેક દિવસ—કેદીને એ બધો

કાળ કેટલો લાંબો લાગે છે! વખત કેટલો કંટાળામાં પસાર થાય છે!

આ બધું બહુ ગમગીની ઉપજાવનારું ને ખેદજનક છે, એમાં શંકા નથી પણ ન્યાયાધીશ બીચારો શું કરે? તે શું વેવલી લાગણીના સમુદ્રમાં ડુબકી મારે, ને કાયદા તોડીને ગુના કરનારલોકોને સજા કરવાનું છોડી દે? તે જો આટલા નરમ હૈયાનો ને કોમળ લાગણીવાળો હોય, તો તે ન્યાયાધીશ તરીકે બહુ સારો ન ગણાય, ને તેને જાતે ખસી જઈ બીજાને માટે જગા કરી આપવી પડે ના, ન્યાયાધીશે દરેક આરોપીને બેટવું ને તેને જમવા તેડવો એવી અપેક્ષા તો તેની પાસેથી કોઇ રાખતું નથી પણ મુકદ્દમો ચલાવવામાં ને સજા કરવામાં માણસાઈનો અંશ દેખાય, તો પરિસ્થિતિ જરૂર સુધરે ન્યાયાધીશો વ્યક્તિઓનો વિચાર બહુ ઓછો કરે છે, વધારે-પડતા અતડા રહે છે, અને તેઓ જે સજાઓ ફરમાવે છે તેનાં પરિણામોની ખબર એમને બહુ જ ઓછી પડે છે એમને એ ખબર વધારે પડે ને તેમના મનમાં કેદી પ્રત્યે બંધુભાવ વધે એવી પેરવી જો થ ય, તો એથી મોટો લાભ થવા પામે એ તો ત્યારે જ બની શકે જ્યારે એ બે ઓછેવત્તે અંશે એક જ વર્ગના હોય કોઈ નાણાવટીએ પ્રજાના પૈસાની મોટી રકમો ઉચાપત કરી હોય, તેના પ્રત્યે ન્યાયાધીશને પૂરેપૂરી હમદર્દી રહેશે પણ જો ગરીબ અભાગિયાએ તાત્કાલિક ભીડ ભાગવા રૂપિયો ઉઠાવ્યો હેય કે ચાદર ચોરી હોય તેને એવી હમદર્દીનો લાભ નહી મળે ન્યાયાધીશ અને સામાન્ય ગુનેગાર એક જ વર્ગના હોય એવું બને એનો અર્થ તો એ થાય કે સમાજની રચનામાં ધરમૂળનો ફેરફાર થયો દરેક રોગ સામાજસુધારાનો અર્થ એવો ફેરફાર થાય જ છે પણ એવા ફેરફારનો વિચાર કોરે રાખીએ તોપણ, એવો ફેરફાર થાય ત્યાં સુધી કઈક તો જરૂર કરી જ શકાય

હું માનું છું બગનાર્ડ શૉએ એવી સૂચના કરેલી કે દરેક જજ અને મૅજિસ્ટ્રેટે, તેમ જ જેલના દરેક અમલદારે, અમુક વખત જેલમાં

કાઢવો જોઈએ. તો જ તેઓ લોકોને સજા કરે અથવા જેલમાં એમની પર અમલ ચલાવે એ વાજબી ગણાય, ને તેમ કરવાનો અધિકાર તેમને મળે આ સૂચના ઉત્તમ છે, જોકે એને અમલમાં ઉતારવાનું કદાચ મુશ્કેલ હોય. મેં એકવાર યુક્ત પ્રાંતના ગૃહમંત્રી અને જેલ ખાતાના વડાને આ વાત કરી, તેમને જાતે એની અજમાયશ કરી જોવાની સૂચના કરવાની હામ ભીડી હતી; પણ એમને એ રુચી હોય એવું લાગ્યું નહીં. પણ ઓછામાં ઓછા એક જાણીના જેલ અમલદારે તો એનો અમલ કર્યો જ છે. એનું નામ ટોમસ મોટ ઓસબર્ન છે. તે ન્યૂ યૉર્કની પ્રખ્યાત સિંગ સિંગ જેલનો અધિકારી હતો. તેણે સ્વેચ્છાએ અમુક મુદતનો જેલવાસ ભોગવી તેની તાલીમ લીધી; અને એને પરિણામે તેણે પાછળથી કેદીઓને સમાજના ઉપયોગી સભ્યો બનાવવાને તથા તેમને કેળવવા માટે ઘણા સરસ સુધારા જેલની વ્યવસ્થામાં કર્યા.

આવી રીતે અમુક મુદત સ્વેચ્છાએ જેલમાં રહેવાથી આપણા ન્યાયાધીશો, મૅજિસ્ટ્રેટો, ને જેલના અમલદારોના શરીર તથા આત્માને ઘણો જ મોટો લાભ થશે તેમને જેલજીવનનું ખરું દર્શન પણ વધારે પ્રમાણમાં થવા પામશે પણ આવા ઐચ્છિક જેલવાસમાં ખરેખરા જેલવાસનો અનુભવ તો કદી નહીં જ મળી શકે. જેલવાસનો જે દુઃખ છે તે આ ઐચ્છિક જેલવાસમાં નહીં જ હોય. તેમજ સરકારની શસ્ત્રસજ્જ ને દીવાલોના રક્ષણવાળી સત્તા આગળ કેદી જે અસાધારણ લાચારી ને નિરાશાની લાગણી અનુભવે છે તેનો પણ આ ઐચ્છિક જેલવાસમાં અનુભવ નહીં થવા પામે. વળી એવા કેદીને જેલના અમલદારો ને નોકરો તરફથી ઠપકો ને અપમાન પણ ભોગવવા વારો નહીં આવે. જેલવાસમાં સારભૂત વસ્તુ એ છે કે પોતે રોગી અવયવની પેઠે સમાજમાંથી બહિષ્કૃત થયો છે એવું ભાન કેદીને થાય છે. એ પણ આ ઐચ્છિક વાસમાં નહીં હોય. પણ આ બધી ખામીઓ છતાં એ અનુભવ ખરેખર કેટલ લેવો

હશે, અને તેનાથી ફોજદારી કાયદાને વધારે માણસાઈવાળો ને લાભદાયક બનાવવામાં મદદ થશે અસહકાર અને સવિનય ભંગની લડતોમાં મધ્યમ વર્ગના લોકો થોકબંધ જેલોમાં ગયા, એની આડકતરી રીતે દેખીતી અસર થવા પામી. જેલમાં જનારાઓ ન્યાયાધીશ કે જેલ અમલદાર ન બન્યા, એથી સીધી અસર નહીં જેવી થઈ. પણ જેલની સ્થિતિનું જ્ઞાન અને કેદીની દશા વિષે સહાનુભૂતિ એ બને બહોળા પ્રમાણમાં ફેલાયાં, અને શેઠમંડળનાં તથા કેટલાક મહાસભાવાદીઓની ઝુંબેશના ઠીકઠીક સુફળ આવ્યાં.

હું વધારેપડતો નરમ છું કે કેમ એ હું જાણતો નથી, પણ હું નથી માનતો કે મારા સ્વભાવમાં વેર જેવી નરમાશ કે વેવલાપણું હોય બીજા લોકોએ, અને મારા ઘણા નિકટના સાથીઓએ પણ, મને કઠણ માન્યો છે દેશબન્ધુ ચિત્તરંજન દાસે મહાસમિતિની એક બેઠકમાં મને 'ટાઢા લોહીનો' એ વિશેષણ આપ્યું હતું. કદાચ એ બધાનો આધાર કયે ધોરણે તુલના કરવામાં આવે છે તેના પર રહે છે. બીજી પણ એક હકીકત ધ્યાનમાં લેવાય છે. તે એ કે કેટલાક લોકો પોતાની લાગણીઓનું પ્રદર્શન બીજાઓના કરતાં વધારે કરે છે. તે ગમે તેમ હો, પણ મને સજાની કલ્પના પ્રત્યે, ખાસ કરીને અતિશય કડક સજા પ્રત્યે, અને એને લગતે ઈરાદાપૂર્વક પેદા કરેલું જે કષ્ટ માણસોને વેઠવું પડે છે તેના પ્રત્યે, ખરેખર તિરસ્કાર છે કદાચ આપણી આજની દુનિયામાં સજાને છેક નાબૂદ કરી શકાય એમ ન હોય, પણ મન ઓછામાં ઓછી કરવી, ઠરાવી કરવી, ને તેને લગભગ માણસ છતી કેદમાં મૂકવી, એ તો ખચ્ચિત બની શકે એવું છે

એક કાળે મોતની સજા સામે મારો સખત વિરોધ હતો, અને, સિદ્ધાન્તમાં તે, મારો એ વિરોધ હજુ કાયમ છે પણ હું હવે સમજતો થયો છું કે મોત કરતાં ઘણી વધારે બૂરી એવી બીજી પણી વસ્તુઓ છે, અને જો પસંદગી કરવાની હોય, ને મને પસં-

દગીની તક અપાય, તો હું જનમટીપ કરતાં મોતની સજા સ્વીકાર-વાનું કદાચ વધારે પસંદ કરું. પણ મને ફાંસીએ લટકાવાનું ન ગમે. હું તો એ પસંદ કરું કે મને ગોળીએ વીંધે, કે ફ્રાન્સમાં વપરાતી તેવી 'ગિલોટીન'માં મારું માથું મૂકી તેના છરા વડે મારો શિરચ્છેદ થાય; અથવા જોઈએ તો ભલે મને વીજળીની ખુરસીમાં બેસાડીને બટન દાબવામાં આવે મૃત્યુદંડ દેવાની બીજી બધી રીતોમાં હું એ પસંદ કરું કે જૂના જમાનામાં સોક્રેટિસને અપાયેલો એમ મને ઝેરનો પ્યાલો આપવામાં આવે; એનાથી મને એવી ઊંઘ આવી જાય કે એમાંથી જાગવાપણું જ ન હોય. આ છેલ્લી રીત મને સૌથી ઘણી વધારે સુધરેલી ને માણસાઈવાળી લાગે છે પણ હિંદમાં આપણને ફાંસી પ્રત્યે પક્ષપાત છે; અને ગયે વરસે કરાંચીમાં, કે સિંધમાં બીજે ક્યાંક, જાહેર રીતે ફાંસીઓ દેવાની યોજના કરીને અમલદારી માનસે બતાવી આપ્યું હતું કે એનું પોતાનું પોત કેવું છે એમાં ઇરાદો એ હતો કે બૂરાં કામ કરનારા લોકો આ જોઈ ને ત્રાસી જાય. એ પ્રસંગો તો મોટા મેળા જેવો થઈ પડ્યા; ને ત્યાં હજારો માણસો એ ભયંકર દૃશ્ય જોવા ભેગાં થયાં. મધ્ય યુગમાં સ્પેનમાં રોમન કૅથલિક સત્તાધીશો તરફથી ઇતર મતવાળા લોકો પર જે જુલમો થતા તેમાં એક રીત એ લોકોને જીવતા બાળવાની હતી. એમ બાળવાની પાછળ જે હેતુ રહેલો હતો એને જ મળતું કંઈક માનસ આ જાહેર રીતે ફાંસી દેવાની પાછળ રહેલું છે, એમ હું માનું છું

મારો એક મિત્ર હાઈકોર્ટનો જજ થયો હતો. તેને જ્યારે પહેલવહેલી એક માણસને મોતની સજા ફરમાવવાની આવી ત્યારે તેના અંતરમાં તુમુલ યુદ્ધ મચેલું. એ વિચાર પ્રત્યે એને તિરસ્કાર છૂટેલો. પણ એ અણગમાની લાગણી પર એણે અંકુશ મૂક્યો (મૂકવો જ છૂટકો હતો, નહીં તો એ હોદ્દા પર તે ઝાઝો કાળ ટકી ન શકત); અને હું માનું છું કે એક પુરાંઠું પણ ફરકવા દીધા વિના

લોકોને ફાંસીએ મોકલવાને તે થોડા જ વખતમાં ટેવાઈ ગયો. એ અપવાદરૂપ હતો; અને એના જેવા હોદ્દાવાળા બીજા ઘણાને આવી આનાકાની જરાયે થઈ હશે કે કેમ એ વિષે મને શંકા છે. માણસોને મોતની સજા ફરમાવવી એ વસ્તુ, એ સજાનો અમલ થતો જોવા કરતાં કદાચ સહેલી હશે. અને છતાં કુમળા હૈયાના લોકો પણ આ દુઃખદ દેખાવ જોવાને ટેવાઈ જાય છે. હિંદી સીવીલ સર્વિસમાં જોડાયેલા એક જુવાન અંગ્રેજને સ્થાનિક જેલમાં ફાંસી દેવાતી વખતે હાજર રહેવાનું હતું એની વાત કરતાં એણે મને કહ્યું કે પહેલી ફાંસી વખતે તો એને સાવ ઓકારી આવી ગયેલી, ને આખો દિવસ બેચેની રહી હતી. પણ બહુ થોડા જ વખતમાં એવી સ્થિતિ આવી કે એ દેખાવની એના મન પર કશી અસાધારણ અસર ન થતી; અને તે ફાંસીની જગાએથી જઈને સીધો ટેબલે બેસતો ને પેટ ભરીને જમતો.

મોતની સજાનો અમલ થતો મેં કદી જોયો નથી. હું જે જેલોમાં રહ્યો છું તેમાંની ઘણીખરીમાં ફાંસી દેવાતી નહીં. પણ ત્રણ ચાર પ્રસંગો એવા આવેલા ખરા જ્યારે મારી જેલમાં ફાંસી દેવાયેલી. એ કામને માટે એક ખાસ વાડો રાખેલો હતો, ને તે જેલના બીજા બધા ભાગોથી અલગ હતો. છતાં જેલની આખી વસ્તીને એની ખબર પડી જતી. તેનું કારણ કદાચ એ હશે કે એ દિવસોએ સવારના બરાકો ને ઓરડીઓ રોજના કરતાં મોડી ઊઘડતી. એ દિવસોએ મને કંઈક વિચિત્ર લાગણી થઈ આવેલી. આસપાસ બધે અશુભ-સૂચક નીરવતા હતી; ને કેદી ધીરે સાદે બોલવાનો પ્રયત્ન કરતા હતા. સંભવ છે એ બધું કદાચ મારી કલ્પનાએ પણ ઉપજાવી કાઢેલું હોય.

ફાંસી વગેરેને વિષે મને આટલો બધો અનુભવ છે, ખરો; છતાં મને એમ તો લાગે છે કે જે માણસો કેદ જ પૂરી કેદીના દોષ તેમને દૂર કરવાની કંઈક રીત તો સ્વીકારવી પડશે,

ને વિવેકપૂર્વક તેનો ઉપયોગ કરવો પડશે એતની સજા તેમજ બીજી સજાઓથી, સજા પામનાર માણસને કષ્ટ થાય છે; અને, તે ઉપરાંત, એ સજા કરવાની સત્તા આપનાર સમાજ—ને ખાસ કરીને વિશેષ અંશે એ સજાનો અમલ કરનાર વ્યક્તિઓ—પણ સમાન બની જાય છે. આ સજાઓ સામે જે વાંધો છે તે જેટલો પહેલા કારણને લીધે નથી તેટલો આ બીજા કારણને લીધે છે. ઉપર જે પશુતાની વાત કરી તે ખાસ કરીને ફટકા મારવાની સજામાં દેખાઇ આવે છે. એ સજા હિંદમાં બહોળા પ્રમાણમાં પ્રચલિત છે. ફટકાની સજા માટે અમલદારોનો બચાવ એ છે કે હિંસા સાથેના બળાત્કાર જેવા ભયંકર ગુનાઓને માટે એ સજા કરવામાં આવે છે. વહેવારમાં તો તેનો અમલ ઘણા વધારે બહોળા પ્રમાણમાં થાય છે. ૧૯૩૨માં વિલાયતની આમસભામાં કહેવાયેલું કે પાંચસો સત્યાગ્રહી કેદીઓને ફટકા મારવામાં આવ્યા હતા. આ તો અમલદારોએ આપેલો આંકડો હતો; જેલના અમલદારોએ પોતે સજા કરીને ફટકા માર્યા હોય તેનો સમાવેશ આમાં થયો નહોતો. આ રાજદ્વારી કેદીઓને કાં તો શુદ્ધ રાજદ્વારી ગુનાઓ માટે અથવા જેલના નિયમનનો ભંગ કરવા માટે ફટકા મારવામાં આવેલા. એ નિયમભંગમાં હિંસાનો કે ગુનાનો અંશ જરાયે ન હતો. હવે સરકારી રાહે એવો નિયમ કરવામાં આવ્યો છે કે જેલમાં કરેલી લાંઘણના ગંભીર દાખલાઓમાં ફટકા મારવાની સજા કરી શકાય. આનો અર્થ તો એ થયો કે, હિંદમાં ચાલતી બ્રિટિશ સરકારના મત પ્રમાણે, જેલનિયમનનો ભંગ અને હિંસા સાથેનો બળાત્કાર એ બે ગુના એક જ કોટિના છે.

જેલોમાં ફટકા મારવાનું કામ સામાન્ય રીતે કોઇ હલકી જાતનો કેદી કરે છે. કોઇ કેદીને એ કામ ગમતું નથી; પણ એ બાબતમાં તેને પસંદગી કરવાની છૂટ હોતી જ નથી એમ કહીએ તો ચાલે. ઊંચી નાતના કેદીઓ તો ગમે તેમ થાય તોયે ફટકા મારવાની ના જ પાડે; અને થોડાંરો પણ એ કામ કરવા નારાજ હોય છે. એકવાર

એવો એક દાખલો મારા જોવામાં આવ્યો હતો. એક વોર્ડરને ફટકા મારવાનું કામ કરવાનો હુકમ આપવામાં આવ્યો. તેણે ધસીને ના કહી દીધી. જેલ અધિકારીના હુકમના આ અનાદર માટે તેને સજા કરવામાં આવી. એક તરફ ફટકા મારવાનું કામ કરવા સામેનો કેદીઓ ને વોર્ડરોનો અણગમો, ને બીજી તરફ એ સજાનો હુકમ કરનાર આપણા ન્યાયાધીશો ને જેલ અધિકારીઓ, તથા એ સજા કરવાની સત્તા આપનાર ને તેનો અમલ કરનાર આપણી સરકાર, એ સહુની લાગણી, એ બેનો મુકાબલો કરી જોવામાં બહુ રસ પડે એવો છે.

બ્રિટનમાં સિનેમાની ફિલમો પર જે 'સેન્સરશીપ' ચાલે છે તેને વિષે હું થોડા દિવસ પર વાચતો હતો. સેન્સરશીપ માટેનું એક કારણ એ બતાવેલું હતું કે ફિલમોમાં ક્રૂરતાના દેખાવો આવતા અટકાવવા જોઈએ. જાનવરોની ફિલમોમાં જાનવરોને મારવાના દેખાવો ન બતાવાય એવો પ્રતિબંધ હતો. જાનવરને થતાં કષ્ટ કે વેદનાના દેખાવો—એવી વેદના અકસ્માતથી થયેલી કે જાણીબૂજીને ઉપજાવેલી હોય તોપણ—બતાવવાની મનાઈ છે; કેમકે એનાથી જોનારાં—ખાસ કરીને બાળકો—પર માઠી અસર થાય, ને "નૈતિક ચારિત્રને ધક્કો લાગે", એમ મનાય છે.

આપણે ત્યાં હિંદમાં પણ ફિલમો પર 'સેન્સરશીપ' છે, તેમજ જાનવરો પ્રત્યેની ક્રૂરતા અટકાવવા માટે સક્રિય કામ કરતો એક સંઘ પણ છે દુર્ભાગ્યે જાનવરોની અથવા તરીમાં માણસોનો સમાવેશ કરવામાં આવતો નથી; અને તેથી એ સંઘની પ્રવૃત્તિનો લાભ માણસોને મળી શકતો નથી વળી ફિલમો પરની આપણી સેન્સરશીપ 'કરેટાનો ધન્તીકંપ', કે 'રાષ્ટ્રીય મહાસભાના દેખાવો', અથવા 'ગોળમેજી પરિષદ માટે મહાત્મા ગાંધીનું પ્રયાણ' વગેરે વિષયોની, તથા એને મળતા બીજા 'ભયંકર' વિષયોની, ફિલમો પર પ્રતિબન્ધ મૂકીને પોતાની હસ્તી સકારણ ને વાજબી પુરવાર

કરવા મથે છે.

મોત અને ફટકાની સજા આપણાં મન પર અસર કરે છે ને આપણને દર્દ ઉપજાવે છે; પણ, આખરે તો, આપણી અદાલતો જે હજારોને સજા કરે છે તેમાંથી બહુ થોડાને જ આ સજાઓ ભોગવવા વારો આવે છે. જેલમાં જનારા મોટા ભાગના લોકોને તો ઘણી લાંબી મુદતની સજા ભોગવવાની હોય છે. એ એક સતત યાતના, કદી ન અટકનારું દર્દ, હોય છે. તે ભોગવતાં ઉપરે મન પોતે બહેર મારી જાય છે, ને શરીર એવું રીઢું થઇ જાય છે કે તેને વેદનાની સમજ પડતી નથી ગુના કરવાનો જેનો સ્વભાવ જ થઈ પડ્યો છે એવો એક વર્ગ પેદા થાય છે તે આપણા જેલો ને આપણા ફોજદારી કાયદાનું જ એહૂદું ફળ હોય છે; અને પછી એને બહારના સમાજના ચોકઠામાં કોઇ રીતે ગોઠવી શકાતો નથી. તેનો મેળ કોઈ જગાએ બેસતો જ નથી. તેને નથી મૂળ હોતાં; નથી ઘર હોતું; તે સહુના તરફ શંકાની નજરે જુએ છે; તે જ્યાં જાય ત્યાં તેની તરફ શંકાની નજરે જોવાય છે એમ કરતાં કરતાં ઉપરે તે જેલરૂપી પોતાના સાચા વિસામા પર પાછો આવી પહોંચે છે, અને ત્યાં જે જસત કે લોઢાનું કપડું તેનું વફાદાર સંગાથી હોય છે તેની દોસ્તી તાજી કરે છે. આપણા ન્યાયાધીશો કારણ અને કાર્યનો, કોઈ પણ કાર્ય કે નિર્ણયના અનિવાર્ય પરિણામનો, વિચાર કરવાની તસદી કોઈ કાળે લે છે ખરા? તેમની અદાલતો ને જેલો ગુનેગાર સ્વભાવના લોકો પેદા કરવાનાં ને તેમને માથે 'ગુનેગાર'ની છાપ મારવાનાં મુખ્ય કારખાનાં છે, એ તેઓ સમજે છે ખરા?

જેને આપણે 'રાજ્ય' એ નામે ઓળખીએ છીએ તે સંસ્થાનું અસલી સ્વરૂપ કેવું છે તેનો ખ્યાલ જેટલો બીજે ક્યાંય નથી આવતો તેટલો જેલમાં આવે છે. 'રાજ્ય' એ અમલ ચલાવનાર સમૂહનું દંડબળ, તેની બળજબરી, તેની હિંસા છે. જ્યોર્જ વૉશિંગ્ટને કહેલું: "સરકાર એ બુદ્ધિ નથી, છટાદાર વક્તૃત્વ નથી—એ તો દંડબળ

છે !" અગ્નિની પેઠે એ ભયાનક નોકર ને ત્રાસદાયક શેઠ છે. સંસ્કૃતિ અથવા સુધારાની ઇમારત સહકાર, ક્ષમા, અને હજાર રીતે ચાલતા પરસ્પર સહકાર પર રચાયેલી છે, એ વાત સાચી. પણ જ્યારે અણીનો પ્રસંગ આવે છે ને રાજ્ય કોઇ આપત્તિના વિચારથી ડરી જાય છે ત્યારે એ ઉપલી ઇમારત ડુલ થઇ જાય છે; અથવા તો રાજ્યનું—શસ્ત્રબળ અને હિંસા વડે આત્મરક્ષા કરવાનું—જે મુખ્ય કર્તવ્ય, તેની આગળ સંસ્કૃતિનો વિચાર ગૌણ થઈ પડે છે. એવી વેળાએ લશ્કર, પોલીસ અને જેલનું મહત્ત્વ વધે છે. એ ત્રણમાં જેલ એ કદાચ રાજ્યની નાની આવૃત્તિનું નાનામાં નાનું રૂપ હશે.

રાજ્યની ઇમારત હંમેશાં શસ્ત્રબળ અને હિંસા પર જ રચાયી રહેશે ? કે બળજબરીનું આ તત્ત્વ ઘટીને ઓછામાં ઓછું રહેશે ને લગભગ અલોપ થઈ જાય એવો દિવસ ક્યારેય પણ આવશે ? એ દિવસ, કદી આવવાનો હશે તોપણ, હજુ તો ઘણો દૂર છે. દરમ્યાન અમલ ચલાવનાર સમૂહની હિંસામાંથી, એ સમૂહને ખસેડવા મથનાર બીજા સમૂહોની હિંસા પેદા થાય છે. એ ચંડાળચક્ર છે. હિંસામાંથી હિંસા જન્મે છે. નીતિધર્મની દૃષ્ટિએ આ બે હિંસાઓની વચ્ચે ઝાઝી પસંદગી કરવા જેવું નથી. કોઈ પણ રાજ્યમાં અમલ ચલાવનાર સમૂહ અન્તિમ કોટિની હિંસાનો આશ્રય લે છે; ને છતાં બીજાઓની બળજબરી કે હિંસા સામે નીતિ અથવા ધર્મની દૃષ્ટિએ વાંધો ઉઠાવે છે; એ વસ્તુ મને હંમેશાં વિચિત્ર લાગી છે. આત્મરક્ષાના વહેવારુ કારણસર તેઓ વાંધો ઉઠાવે એ સમજી શકાય એવું છે પણ એમાં નીતિ અને ધર્મને શા સારુ ઘસડી આણવાં જોઈએ? વ્યક્તિઓની હિંસા કરતાં રાજ્યની હિંસા ઘણી રીતે પસંદ કરવા યોગ્ય છે, કેમકે સંખ્યાબંધ નાની નાની હિંસા કરતાં એક મોટી હિંસા ઘણી સારી. વળી રાજ્યની હિંસા ઓછેવત્તે અંશે વ્યવસ્થિત હિંસા હોવાનો પણ સંભવ રહે છે, અને તેથી ખાનગી સમૂહો ને વ્યક્તિઓની હિંસા કરતાં તે પસંદ કરવા લાયક છે; કેમકે હિંસામાં પણ અવ્યવસ્થા

કરતાં વ્યવસ્થા સારી હોય છે. વધો માત્ર એટલો જ છે કે આને લીધે રાજ્યની હિંસા તથા જબરજસ્તી કરવાની શક્તિમાં વધારો થાય છે. પણ જ્યારે રાજ્ય સાવ પાટા પરથી ઊતરી જાય અને બેફામ બનીને અવ્યવસ્થિત હિંસા કરવા માંડે, ત્યારે એ ખરેખર ભયંકર વસ્તુ બની જાય છે; અને કોઈ પણ ખાનગી કે વ્યક્તિગત પ્રયત્ન બીષણતા ને પશુતામાં એની સાથે હરીફાઈ કરી શકતો નથી.

નીટ્શેએ કહેલું : "તમારે નાચતા તારાને જન્મ આપવો હોય તો અંધાધૂંધીમાં રહેવું જોઈએ." ખરેખર એમ કર્યે જ છૂટકો છે? એ વિના બીજો રસ્તો જ નથી? માનવપ્રેમવાળા માણસને તો જે મુશ્કેલી પડેલી નડતી હતી તે ફરીફરી તેની સામે આવીને ઊભી રહે છે. દુનિયામાં જોરજુલમ, હિંસા ને ક્રૂરતા જોઈને તેને મનથી અણગમો ઊપજે છે; અને છતાં માત્ર કોરે ઊભો રહીને જોયાં કરવાથી તે એનું નિવારણ કરી શકતો નથી. જર્મન લેખક અર્ન્સ્ટ ટોલરનાં નાટકોમાં એ જ વિષય ફરીફરીને આવે છે: "હંમેશની જેમ તલવાર એ મૂર્ખાઓની, પોતાની મૂર્ખાઈ સંતાડવાની, કરામત છે. શસ્ત્રબળ વડે, હિંસાની ધુમાડાવાળી મશાલ વડે, આપણને રસ્તો જડવાનો નથી."

છતાં આજે જ્યાં જુઓ ત્યાં બધે શસ્ત્રબળ અને હિંસાનું સામ્રાજ્ય પૂર દમામમાં ચાલી રહ્યું છે. માત્ર આપણા દેશમાં જ શસ્ત્રબળ સિવાય બીજાં સાધન વડે એની સામે યુદ્ધ ચલાવવાનો ખાનદાનીવાળો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ પ્રયત્નમાંથી મળેલો ઉત્સાહ, અને જે નેતાએ પોતાની અજોડ નિર્મળતાવાળી દૃષ્ટિ વડે આપણને આપણાં હલકાં માનસમાંથી ઉઠાડીને બહાર કાઢ્યા છે તે નેતાની પ્રેરણા, હજુ કાયમ છે; પછી આખરી પરિણામ અંધારામાં ઢંકાયેલું દેખાતું હોય તેની કશી પરવા નથી.

પણ આ મોટા સવાલો છે, ને એનો ઉકેલ આણવાનું ન્યાયાધીશોનું પણ ગજું નથી. આપણને કદાચ આપણા જમાનામાં એનો

જવાબ ન જડવા પામે, અથવા તો, જવાબ જડે તોપણ, આપણે ચચળ મનની ગાનવગતિને બળે કદાચ ત્રે ઉતારી ન શકીએ દરમ્યાન એના કરતા નાના એવા પ્રશ્નો ને કોયડા આપણો પીછો પકડી રહ્યા છે, ને તેના તરફ આપણાથી આંખ મીચી શકાય એમ નથી. આપણે પાછા ન્યાયાધીશ ને જેલ અમનદારના કામ પર આવીએ છીએ, અને કંઈ નહી તો આટલુ તો આપણે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ જાણીબૂજીને સજા કરવી, અથવા તો મન કે શરીરને રિબાનવાં, એ કોઈ પણ માણુસને સુધારવાનો રસ્તો નથી એનો ભોગ થનાર માણુસ એને લીધે કદાચ ભામો જાય કે નમી પડે, પણ એથી એ સુધરવાનો નથી એના કરતાં ઘણો વધારે સભવ તો એ છે કે એવી સજા કરનાર માણુસ પોતે પણ જેવો થઈ જાય ને તેનું માનસ કદરૂપુ બની જાય કેમકે ક્રૂરતા ને રિબામણીનું અચૂક એકજ પરિણામ આવે છે એ દુ ખ ભોગવનાર તેમજ એ દુ ખ દેનાર બનેનો અધ પાત થવા પામે છે *

સપ્ટેમ્બર, ૧૯૩૫

* આ લેખ [illegible] પ્રસિદ્ધ થયેલો

## ૪. ભાષાનો સવાલ

છેલ્લા થોડા મહિનામાં હિંદી અને ઉર્દૂ વચ્ચેનો જૂનો ઝઘડો ફરી પાછો ઊખળ્યો છે. એને અંગે લોકોનાં દિલ પણ સારી પેઠે ઉશ્કેરાયાં છે; અને બંને પક્ષે સામસામા આરોપોની ફેંકાફેંકી કરી છે. આ વિષય એવો છે કે તેના પર શાન્તિથી ને અભ્યાસપૂર્વક વિચાર થવો જોઈએ, અને તેને વિષે વિદ્વાનો ને નિષ્ણાતોની વચ્ચે સત્યનિર્ણયના હેતુથી વાદવિવાદ થવો જોઈએ. છતાં તેને નીચે ખેંચીને બજારની વચ્ચોવચ્ચ મૂકવામાં આવ્યો છે; અને તેની આસપાસ કોમી આવેશોની ઝાળ ફરી વળી છે. આવી સ્થિતિમાં જેમ હમેશાં બને છે તેમ, આ રણાંગણમાં ઊતરેલા લડવૈયામાંથી ઘણાખરાને તો વિદ્વત્તા કે ભાષાપ્રેમ સાથે કશી લેવાદેવા નથી. એમનો સંબન્ધ તો મુખ્યત્વે સરકારી હુકમો ને અદાલતોના કામકાજ સાથે છે ભાષા એ સંસ્કારોનું, શબ્દો ને શબ્દસમૂહોની જાળમાં પકડાયેલા હવાઈ વિચારોનું, જામીને ચોસલાં જેવી બનેલી કલ્પનાઓનું, શબ્દોમાં રહેલા જુદા જુદા સૂક્ષ્મ અર્થોનું, તેની સાથે રહેલા સંગીત અને તાલનું, તેના શબ્દોના મનોહર ઇતિહાસ અને તેમાં સચવાયેલા સંસ્કારોનું, બલ્કે જીવનનાં સર્વ અંગોના ચિતારનું, મૂર્ત રૂપ છે આ વાત સમજીને જેઓ કોઈ ભાષા પ્રત્યે પ્રેમ ધરાવે છે, જેમને આ આ બધાને લીધે તેમજ બીજા કારણોસર કોઈ ભાષા પ્રત્યે અનુરાગ છે, તેમને તો આ અશિષ્ટ ને અસભ્ય એમ દલીલબાજી જોઈને નવાઈ લાગી, ને તેઓ તેનાથી વેગળા રહ્યા.

અને છતાં આપણે એનાથી વેગળા રહી શકીએ કે તેની પ્રત્યે આંખ મીંચી શકીએ એમ નથી. હિંદમાં સેંકડો ભાષાઓ હોય ત્યાં ભાષાઓનો હંજુમેળો છે, એવો જે બુમાટ અજ્ઞાન લોકો કરે છે તેને

લીધે કંઈ આ વિષય મહત્ત્વનો થઈ પડતો નથી પોતાની આસપાસ નજર નાખીને જોનાર કોઈ પણ માણસ એટલું તો જોઈ શકે છે કે હિંદનું આવડું મોટું ક્ષેત્રફળ જોતાં તેમાં જે ભાષાઓ છે તે બહુ જ ઓછી ગણાય; અને એ ભાષાઓને પણ એકબીજા સાથે નિકટનો સંબન્ધ છે વળી હિંદમાં બહોળો ફેલાવો પામેલી એક પ્રધાન ભાષા પણ છે. તેની જુદી જુદી બોલીઓ સાથે તે ઘણા વિશાળ પ્રદેશમાં ફેલાયેલી છે, ને તે બોલનારાઓની સંખ્યા કરોડોની છે. છતાં આ પ્રશ્ન તો ઊભો રહેજ છે, અને તેનો વિચાર આપણે કયે છૂટકો છે.

આ પળે આપણે તેનો વિચાર કર્યા વિના ચાલે એમ નથી, કેમકે તેની અસર કોમ કોમ વચ્ચેના સબન્ધ ઉપર તેમજ રાજકારણ ઉપર પણ પડે છે. પણ એ અસર તો કામચલાઉ છે, ને ભૂંસાઈ જશે. પણ જે ખરો પ્રશ્ન છે તે રહી જશે. લોકશિક્ષણની તથા પ્રજાની સંસ્કાર વૃદ્ધિની વિશાળ યોજનામાં આપણે કેવી નીતિ રાખીશું; હિંદની એકતા આપણે કેવી રીતે વધારીશું; ને છતાં આપણને મળેલો સાહિત્ય અને સંસ્કારનો ભવ્ય વારસો કેવી રીતે સાચવી રાખીશું? એ ખરો મુદ્દાનો સવાલ છે.

ભાષાનો સવાલ હંમેશાં કોઈ પણ પ્રજાને માટે અતિશય મહત્ત્વનો હોય છે; તેની અસર પ્રજાના જીવન પર ઘણી ભારે પડે છે આજથી લગભગ પૂરાં ત્રણસો વરસ પર અંગ્રેજ કવિ મિલ્ટને ફ્લોરેન્સથી એક મિત્રને લખેલા કાગળમાં આ વાત પર ભાર દીધેલો, ને કહેલું: "કોઈ પણ પ્રજા પાસે કેવી ભાષા છે, તે શુદ્ધ છે કે ભ્રષ્ટ છે, તેમજ તે પ્રજા એ ભાષા બોલતાં સામાન્ય રીતે કેટલા પ્રમાણમાં શુદ્ધ ઉચ્ચાર કરે છે, એ વસ્તુ ઓછી અગત્યની ગણવાની નથી...... કેમકે કોઈ પણ દેશના શબ્દો અંશતઃ કદરૂપા હોય, અંશતઃ ઘસારાથી ભ્રષ્ટ થયા હોય, અને ખોટી રીતે ઉચ્ચારાતા હોય, તો તે શું બતાવે છે? એ તો, એક અગત્યના ચિહ્ન દ્વારા, એમ જ બતાવે છે કે એ દેશના રહીશો એદી, ને આળસમાં બગાસાં ખાનારા છે, અને

તેમના મન લાંબા વખતથી ગમે તેટલી ગુલામીને વશ થવાને તૈયાર થઈ રહેલાં હોય છે. બીજી તરફ, આપણે એવું કદી નથી સાંભળ્યું કે કોઈ પણ સામ્રાજ્યમાં કે કોઈ પણ રાજ્યમાં, જ્યાં લગી પોતાની ભાષાને વિષે પ્રેમ અને કાળજી કાયમ હતાં ત્યાં લગી તે સામ્રાજ્ય કે રાજ્ય કંઈ નહીં તો મધ્યમ પ્રમાણમાં પણ આબાદી ભોગવતું નહોતું ”

જીવતી ભાષા એ ધમકારા મારતી, પ્રાણવાન વસ્તુ છે. તે નિરંતર બદલાય છે, નિરંતર વિકાસ પામે છે, અને તે બોલનારા ને લખનારા લોકોનું પ્રતિબિંબ પાડે છે. તેનાં મૂળ જનસમૂહમાં રહેલાં છે; તેના ઉપરની ઇમારત ભલે થોડા જેટલા લોકોના સંસ્કારોની દ્યોતક હોય. એટલે આપણે એને ઠરાવો વડે કે ઉપરથી આવતા હુકમો વડે આપણી મુનસફી પ્રમાણે કેવી રીતે બદલી શકીએ? અને છતાં હું એક એવો ખ્યાલ પુષ્કળ કેળવાયેલા જોઉં છું કે આપણે માત્ર ઠરાવ કરીએ તો ભાષાને અમુક ઢબે હાલવાચાલવાની ફરજ પાડી શકીએ. આજના જમાનામાં સમાચારપત્રો, છાપેલાં પુસ્તકો, સિનેમા ને રેડિયો વાટે વિશાળ પાયા પર લોકોમાં કેળવણી ફેલાઈ રહી છે ને લોકોમાં પ્રચાર ચાલી રહ્યો છે. એટલે ભૂતકાળ કરતાં આજે ભાષામાં ફેરફાર ઘણી વધારે ઝડપથી કરી શકાય છે, એ વાત સાચી અને છતાં એ ફેરફાર કેવળ તે ભાષા વાપરનાર લોકોમાં ઝડપભેર થતા ફેરફારનું જ પ્રતિબિંબ પાડે છે. કોઈ ભાષા જો પ્રજા સાથેનો સંપર્ક ગુમાવી બેસે તો તે પોતાની જીવનશક્તિ ખોઈ બેસે; અને તે ચેતન, શક્તિ ને આનન્દથી ભરેલી હોવી જોઈએ તેને બદલે કૃત્રિમ, નિર્જીવ વસ્તુ થઈ પડે કોઈ ભાષાના વિકાસને અમુક દિશાએ બળજબરીથી વાળવાના પ્રયત્ન થાય, તો સંભવ છે કે એને પરિણામે એ ભાષા વિકૃત રૂપ ધારણ કરે ને તેનો પ્રગતિ કચડાઈ જાય.

ભાષાની બાબતમાં રાજ્યની નીતિ કેવી હોવી જોઈએ? મહાસભાએ મૂળભૂત હક્કો વિષેના ઠરાવમાં એ વાત ટૂંકામાં પણ સ્પષ્ટ ને ચોકસ શબ્દોમાં કહી છે: “નાની કોમોની તથા જુદી જુદી ભાષાવાળા

પ્રદેશોની સંસ્કૃતિ, ભાષા ને લિપિની રક્ષા કરવામાં આવશે." મહાસભા આ ઠરાવથી બંધાયેલી છે; અને કોઇ પણ નાની કોમ કે ભાષા-સમૂહને આથી મોટી બાંહેધરીની જરૂર ન હોઈ શકે. વળી મહાસભાએ તેના બંધારણમાં તેમજ ઘણા ઠરાવોમાં કહ્યું છે કે દેશની રાષ્ટ્રભાષા હિંદુસ્તાની રહેવી જોઇએ ખરી, પણ પ્રાન્તિક ભાષાઓના પોતાના પ્રદેશોમાં તો પ્રધાન પદ તે તે ભાષાઓને જ મળવું જોઈએ. કોઈ પણ ભાષા ઠરાવ વડે લોકો પર બળાત્કારે ઠોકી બેસાડાય નહીં. મહાસભાને એક રાષ્ટ્રભાષા ખીલવવાની, તથા આપણું કામકાજ ઘણુંખરું પ્રાન્તિક ભાષામાં ચલાવવાની, ઇચ્છા છે ખરી. પણ વર્તમાન પરિસ્થિતિ જોડે ને ચાલુ જમાનાની જરૂરિયાતો જોડે જો એ ઇચ્છાનો મેળ ન ખાતો હોય, તો તે કેવળ મનનો મનોરથ જ રહી જાય આમ એ મેળ કેટલો બેસે છે તે આપણે જોવાનું છે.

અજ્ઞાન માણસો કેટલીકવાર કહે છે તેમ આપણી મહાન પ્રાન્તિક ભાષાઓ તે તળપદી બોલીઓ કે ગ્રામ્ય જનોની ભાષાઓ નથી તેઓ તો પ્રાચીન ભાષાઓ છે. તેમની પાસે સાહિત્ય અને સંસ્કારની ભારે સંપત્તિરૂપી વારસો છે એ દરેક ભાષા બોલનારા કરોડો માણસો પડેલા છે. દરેક ભાષા આમવર્ગનાં તેમજ શિષ્ટવર્ગનાં જીવન, સંસ્કાર તથા વિચારો સાથે અવિશ્લેષ્ય સંબન્ધથી જોડાયેલી છે. આમવર્ગના લોકો શિક્ષણ અને સંસ્કારમાં તેમની પોતાની ભાષા દ્વારા જ આગળ વધી શકે, એ એક અવિચળ સિદ્ધાન્ત છે. તેથી આપણે પ્રાન્તિક ભાષાઓ પર ભાર મૂકવો રહ્યો, ને આપણું ઘણુંખરું કામકાજ તેની મારફતે ચલાવવું રહ્યું. બીજી કોઈ ભાષા વાપરીએ, તો તેનું પરિણામ એ આવે કે થોડા જેટલા શિક્ષિત માણસો આમવર્ગથી વિખૂટા પડી જાય, અને લોકોનો વિકાસ અટકે રાષ્ટ્રીય મહાસભાએ પોતાનું કામ ચલાવવામાં આ પ્રાન્તિક ભાષાઓનો ઉપયોગ કરવા માંડ્યો ત્યારથી આપણે જનસમૂહની જોડે ઝપાટાભેર સમ્બર્ક સાધી શક્યા, અને આખા દેશમાં મહાસભાની શક્તિ ને પ્રતિષ્ઠા વધી મહાસભાનો સંદેશો દૂરમાં દૂર આવેલી

ઝૂંપડી સુધી પહોંચ્યો, લોકોમાં જાગૃતિ આવી, ને લોકો રાજકાજની વાતો સમજતા ને તેમાં રસ લેતા થયા. એટલે આપણું શિક્ષણ ને જાહેર કામકાજ પ્રાન્તિક ભાષાઓમાં જ ચાલવાં જોઇએ.

એ ભાષાઓ કઈ કઈ છે? બેશક હિંદુસ્તાની—હિંદી ને ઉર્દૂ એ તેનાં બે રૂપો, ને જુદી જુદી બોલીઓ સહિત — તો છે જ. તે પછી બંગાળી, મરાઠી ને ગુજરાતી છે; તે હિંદીની બહેનો છે, ને તેની સાથે ઘણું સામ્ય ધરાવે છે. દક્ષિણ ભારતમાં તામીલ, તેલુગુ, કન્નડ, અને મલયાળમ છે. તે ઉપરાંત ઉડિયા, આસામી, ને સિંધી છે; અને વાયવ્ય ખૂણામાં પંજાબી ને પુસ્તુ છે. આ બાર ભાષાઓ આખા હિંદને વ્યાપી વળે છે તેમાં સૌથી મોટો વિસ્તાર હિંદુસ્તાનીનો છે; અમુક અંશે તે આખા ભારતની ભાષા છે, એવો પણ તેનો દાવો છે

પ્રાન્તિક ભાષાઓના ક્ષેત્ર પર આપણે જરાયે આક્રમણ કરવા માગતા નથી પણ પ્રાન્ત પ્રાન્ત વચ્ચેના વહેવારને માટે, આખા દેશમાં કામ આવે એવી, એક રાષ્ટ્રભાષા આપણી પાસે હોવી જોઇએ. કેટલાક માણસો માને છે કે અંગ્રેજી એવી રાષ્ટ્રભાષા થઇ શકે એમ છે, અને આપણા ઉપલા વર્ગોને માટે તથા આખા હિન્દને લગતા રાજકીય કામકાજને સારુ તે કેટલેક અંશે રાષ્ટ્રભાષા તરીકે વપરાતી આવી પણ છે. પણ આપણે જો જનસમૂહની દૃષ્ટિએ વિચાર કરતા હોઇએ, તો આ વસ્તુ બનવી દેખીતી રીતે અશક્ય છે. કરોડો માણસોને કંઈ સવ વિદેશી ભાષામાં શિક્ષણ ન આપી શકાય. અંગ્રેજી આપણે માટે એક અગત્યની ભાષા અચૂક રહેવાની; કેમકે એની સાથે આપણો અગાઉનો સંબન્ધ છે, અને જગતમા અત્યારે તે મહત્વનું સ્થાન ભોગવે છે આપણે માટે બહારની દુનિયા જોડે વહેવાર ચલાવવાનું એ મુખ્ય સાધન રહેશે, જોકે હું તો આશા રાખું છું કે એ કામ માટે આપણે એ એક જ સાધનનો ઉપયોગ નહીં કરીએ. હું માનું છું કે આપણે ફ્રેંચ, જર્મન, રશિયન, સ્પેનીશ,

ઇટાલિયન, ચીની, ને જપાની જેવી બીજી વિદેશી ભાષાઓ પણ શીખવી જોઈએ. પણ કરોડોને જેનું જ્ઞાન હોય એવી રાષ્ટ્રભાષાનું સ્થાન અંગ્રેજીથી લઈ શકાય એમ નથી.

અખિલ ભારતના વહેવાર માટેની રાષ્ટ્રભાષા તે તો હિન્દુસ્તાની જ છે. અત્યારે પણ બાર કરોડ માણસો તે બોલે છે, અને બીજા કરોડો તે સમજે છે. જેઓ અત્યારે તે બિલકુલ જાણતા નથી તેઓ પણ કોઈ વિદેશી ભાષા કરતાં તો એનું જ્ઞાન ઘણી વધારે સહેલાઈથી મેળવી શકે છે. હિન્દની તમામ ભાષાઓમાં ઘણા શબ્દો એકસરખા છે. પણ એથી ઘણી વધારે અગત્યની વાત તો એ છે કે આ ભાષાઓની પાછળ એકસરખા સંસ્કારોનો વારસો પડેલો છે; અને તેમની વચ્ચે પ્રયોગો, વ્યાકરણ વગેરેનું પણ સામ્ય ઘણું છે એને લીધે કોઈ પણ હિન્દીને બીજી કોઈ ભાષા શીખવાનું પ્રમાણમાં સહેલું થઈ પડે છે.

હિન્દુસ્તાની એટલે શું? આપણે મોઘમ રીતે કહીએ છીએ કે બંને લિપિમાં લખાતી હિંદી અને ઉર્દૂ બંનેનો સમાવેશ એ શબ્દમાં થાય છે. એ બેની વચ્ચેનું સ્થાન શોધી કાઢવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ; અને આપણી એ કલ્પનાને ' હિંદુસ્તાની ' નામ આપીએ છીએ. સવાલ એ છે કે એ શું કેવળ કલ્પના છે, ને એના પાયામાં ખરો પદાર્થ કંઈ જ નથી? કે એનામાં કલ્પના કરતાં વધારે કંઈ છે? ઉત્તર અને મધ્ય ભારતના જુદા જુદા ભાગોમાં બોલાતી ને લખાતી હિંદુસ્તાનીમાં અનેક રૂપાન્તરો છે. તળપદી બોલીઓ ગંજાબંધ પેદા થઈ છે. પણ એ કેળવણીની ખામીનાં અનિવાર્ય પરિણામ છે. આમવર્ગમાં કેળવણી જેમ જેમ ફેલાશે તેમ તેમ આ બોલીઓ ભૂંસાતી જશે, અને અમુક અંશે એકધારી એવી ભાષા બધે વપરાવા લાગશે.

પછી સવાલ આવે છે લિપિનો. દેવનાગરી અને ઉર્દૂ એ લિપિઓ એકમેકથી સાવ નોખી છે; અને બેમાંથી એક બીજીને પોતામાં સમાવી લે એવો સંભવ જણાતો નથી. તેથી આપણે ડહાપણ વાપરીને કબૂલ કર્યું છે કે બંનેને પૂરેપૂરો અવકાશ મળવો જોઈએ. આમ

કરવાથી પણ, જેમને બંને લિપિ શીખવી પડશે તેમના પર વધારાનો બોજો તો પડશે જ; અને એ કારણે અલગ વાડા ટકવામાં ને વધવામાં કંઈક ઉત્તેજન પણ મળશે. પણ આ મુશ્કેલીઓને આપણે કેટલેક અંશે નભાવી લીધે છૂટકો છે; કેમકે આ સિવાય બીજો કોઈ રસ્તો આપણે માટે ખુલ્લો છે જ નહીં. બંને લિપિઓ આપણી ભાષાનાં અવિભાજ્ય અંગ છે; અને એ બંને લિપિઓમાં તેના પોતપોતાનાં સાહિત્યનો જમાવ થયો છે, એટલું જ નહીં પણ ભાવનાની એક દીવાલ ઊભી થઈ છે જે નક્કર છે ને ખસેડી શકાય એવી નથી. ભવિષ્યમાં લાંબે કાળે શું બનવાનું છે એ આપણે જાણતા નથી, પણ અત્યારે તો બંને લિપિ ચાલુ રહેવાની જ છે.

ભાષાને લગતી આપણી મુશ્કેલીઓમાંથી કેટલીકનો ઉકેલ રોમન લિપિથી આવશે, એમ કેટલાકનું કહેવું છે ઝપાટાભેર કામ કરવાની દૃષ્ટિએ તે હિંદી કે ઉર્દૂ કરતાં વધારે સગવડભરી છે એમાં શંકા નથી. ટાઇપરાઇટર, કુપ્લીકેટર, અને બીજાં યાન્ત્રિક સાધનોના આ દિવસોમાં રોમન લિપિ હિંદની લિપિઓને આંટી દે છે, કેમકે હિંદની લિપિઓ આ નવાં સાધનોનો પૂરેપૂરો ઉપયોગ કરી શકતી નથી. પણ એ લાભ હોવા છતાં હું એમ નથી માનતો કે રોમન લિપિ દેવનાગરી કે ઉર્દૂને ખસેડી તેનું સ્થાન લશે બેશક ભાવનાની દીવાલ તો આડે ઊભેલી જ છે; ને તેના બળમાં વધારો કરનાર હકીકત એ છે કે રોમન લિપિ આપણા વિદેશી રાજ્યકર્તાઓ સાથે સંબંધ ધરાવે છે. પણ એના અસ્વીકાર માટે એથી વધારે સંગીન કારણો પણ છે. આપણી દેશી લિપિઓ આપણાં સાહિત્યનાં અવિભાજ્ય અંગો છે; એના વિના આપણે આપણા જૂના વારસાથી ઘણે અંશે વિખૂટા પડી જઈએ."

પણ આપણી લિપિઓને કેટલેક અંશે સુધારવાનું કદાચ બની શકે ખરું. આપણે ત્યાં અત્યારે, હિંદી અને ઉર્દૂ ઉપરાંત, બંગાળી, મરાઠી ને ગુજરાતી લિપિઓ છે. આ પાછલી ત્રણ લિપિ દેવનાગરીને

ઘણી મળતી આવે છે. આ ચાર ભાષાઓને માટે એક જ લિપિ વાપરવાનું સહેજે શક્ય હોવુ જોઈએ. આ લિપિ તે આજે લખાય છે એવી જ દેવનાગરી હોવી જોઈએ એવું નથી, એમાં સહેજસાજ ફેરફાર કરીને તે વાપરી શકાય. હિંદી, બંગાળી, ગુજરાતી ને મરાઠીને માટે એક જ લિપિ વાપરવાથી ચોક્કસ લાભ થય, અને આ ચાર ભાષાઓ એકબીજાની ઘણી વધારે નજીક આવી શકે

દક્ષિણ ભારતની દ્રાવિડી ભાષાઓને ઉત્તરની લિપિ કેટલે અંશે અનુકૂળ આવે, અથવા તેઓ પોતાને માટે ઉત્તરથી જુદી એક લિપિ બનાવી શકે એવુ છ કે કેમ, એ હુ જાણતો નથી જેમણે એનો અભ્યાસ કર્યો હશે તેઓ આપણને આ વાતની માહિતી આપી શકશે.

ઉર્દૂ લિપિ છે તેની જ રહે, પણ એને સહેજ સાદી બનાવવાનો પ્રયાસ કરી શકાય સિંધી લિપિ એને ગણુ મળતી આવે છે, એને ઉર્દૂ સહેલાઈથી પોતાની અંદર સમાવી શકે

આમ આગળ ઉપર આપણે ત્યાં બે લિપિ હોવી જોઈએ—એક તો સંયુક્ત દેવનાગરી–બંગાળી–મરાઠી–ગુજરાતી, ને બીજી ઉર્દૂ, અને, જરૂર પડે તો, તે ઉપરાંત એક દક્ષિણની લિપિ ઉત્તર બારતની લિપિ, જે હિંદી કે સહેજ ફેરફાર સાથેનું એનું રૂપાન્તર હોવાનો સંભવ છે, તે લિપિની સાથે દક્ષિણની ભાષાઓનો મેળ બેસાડવાનું દક્ષિણ ભારતના લોકોનો ઘણો મોટો ભાગ કબૂલ કરે એમ ન હોય ત્યાં સુધી, આમાંથી એકે લિપિને બળજબરીથી દબાવી દેવાનો જરે પણ પ્રયત્ન ન થવો જોઈએ.

ઉત્તર તથા મધ્ય ભારતની માતૃભાષા, તેમજ અખિલ ભારતની રાષ્ટ્રભાષા, એ બને રીતે આપણે હિંદુસ્તાનીનો વિચાર કરી જોઈએ આ બે બાજુઓ જુદી જુદી છે, ને તેનો નોખો વિચાર થવો જોઈએ.

હિંદી અને ઉર્દૂ એ બે આના મુખ્ય રૂપો છે. એ બેનેઓ

જ પાયો, એક જ વ્યાકરણ, ને સામાન્ય શબ્દો મેળવવા માટે એક જ ભંડોળ છે. વસ્તુતઃ બેનો પાયો જોતાં તેઓ એક જ ભાષા છે. છતાં અત્યારે તેમાં તફાવત સારી પેઠે છે; અને એમ કહેવાય છે કે એક સંસ્કૃતમાંથી પ્રેરણા મેળવે છે, ને બીજી ફારસીમાંથી. હિંદીને હિંદુની ને ઉર્દૂને મુસલમાનની ભાષા ગણવી એ હસવા જેવી વાત છે ઉર્દૂ, તેની લિપિ બાદ કરતાં, ખુદ હિંદની જ તળપદી ભાષા છે, ને હિંદ બહાર તેને ક્યાંયે સ્થાન નથી. ઉત્તરમાં આજે પણ તે ઘણા હિંદુઓની ઘરની ભાષા છે.

મુસલમાન રાજ્યકર્તાઓ આવ્યા તેની સાથે ફારસી રાજદરબાર ની ભાષા તરીકે આવી, અને મોગલ યુગના અન્ત સુધી ફારસીનો એવો ઉપયોગ ચાલુ રહ્યો. ઉત્તર અને મધ્ય ભારતના લોકોની ભાષા તો એ આખો વખત હિંદી જ રહી તે જીવતી ભાષા હતી; એટલે તેણે અનેક ફારસી શબ્દો અપનાવી લીધા. ગુજરાતી ને મરાઠીએ પણ તેમ જ કર્યું. પણ હિંદીનું હાડ તો હિંદી જ રહ્યું. ફારસી શબ્દોના ભરપૂર મિશ્રણવાળું હિંદીનું એક રૂપ બાદશાહી દરબારોની આસપાસ વપરાતું થયું; ને તેને 'રેખતા' એ નામ અપાયું. 'ઉર્દૂ' શબ્દ મોગલ યુગમાં મોગલોની છાવણીઓમાં વપરાવા લાગ્યો હોય એમ દેખાય છે; પણ તે લગભગ 'હિન્દી'ના પર્યાય તરીકે જ વપરાતો એમ લાગે છે. હિંદીનું રૂપાન્તર એટલો ભેદ પણ એનાથી સૂચવાતો નહોતો છેક ૧૮૫૭ના બળવા સુધી ઉર્દૂનો અર્થ હિંદી હતો; ફરક માત્ર લિપિને વિષે હતો. હિંદીના સર્વશ્રેષ્ઠ કવિઓ મુસલમાન હતા, એ જાણીતું છે. બળવા પછી ને ત્યારબાદ પણ કેટલોક વખત, એ ભાષા સામાન્ય રીતે 'હિંદી' જ કહેવાતી. એ નામ લિપિને નહીં પણ ભાષાને લાગુ પાડતું હતું હિંદની ભાષા તે હિંદી. મુસલમાનો, જેઓ ઉર્દૂ લિપિમાં લખતા, તેઓ સામાન્ય રીતે એ ભાષાને તો હિંદી જ કહેતા.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં હિંદી અને ઉર્દૂ એ શબ્દો જુદા જુદા અર્થમાં વપરાવા લાગ્યા એ ભિન્નતા જતે દહાડે વધતી ગઈ. કદાચ એ દેશમાં વધવા લાગેલી રાષ્ટ્રીય જાગૃતિની પણ અસર હોય. એ જાગૃતિ પહેલી હિંદુઓમાં આવી, ને તેમણે શુદ્ધતર હિંદી ભાષા ને દેવનાગરી લિપિ પર ભાર મૂક્યો. રાષ્ટ્રીયતા એ તેમને મન શરૂઆતમાં તો હિંદુ રાષ્ટ્રીયતાનો જ એક પ્રકાર હતો. થોડા વખત પછી ધીરે ધીરે મુસલમાનોએ રાષ્ટ્રીયતાનો પોતાનો નોખો પ્રકાર ખીલવ્યો. એ મુસ્લીમ રાષ્ટ્રીયતા હતી તેઓ ઉર્દૂને પોતાનો આગવો વાડો માનવા લાગ્યા બે જુદી લિપિઓ, ને તેનો અદાલતોમાં તથા સરકારી કચેરીઓમાં ઉપયોગ, એ વિષયો પર વાદવિવાદ જામ્યો. આમ ભાષામાં વધતી જતી ભેદવૃત્તિ, અને લિપિઓનો ઝઘડો, એ રાજકીય ને રાષ્ટ્રીય જાગૃતિનું પરિણામ હતું; કેમકે એ જાગૃતિએ શરૂઆતમાં કોમી રૂપ લીધેલું આ રાષ્ટ્રીયતાની ભાવના ખરેખરી રાષ્ટ્રીય બની, અને તે કોઈ એક કોમની દૃષ્ટિએ નહી પણ આખા હિંદની દૃષ્ટિએ વિચાર કરવા લાગી, ત્યારે ભાષામાં ભેદ ઊભા કરવાની આ જે પ્રવૃત્તિ હતી તે બંધ કરવાની ઇચ્છા પણ સાથેસાથે જાગી; અને બુદ્ધિશાળી લોકો હિંદી અને ઉર્દૂની વચ્ચે રહેલા સમાનતાના અગણિત અંશો પર ભાર દેવા લાગ્યા. હિંદુસ્તાનીને કેવળ ઉત્તર અને મધ્ય ભારતની જ નહીં, પણ આખા દેશની રાષ્ટ્રભાષા બનાવવાની વાત ચાલી. છતાં દુર્ભાગ્યે હજી હિંદમાં કોમીવાદનું જોર બહુ જાગેલું છે; એટલે એ તો વધારવાની વૃત્તિ સાથે ભેદ વધારવાની આ વૃત્તિ પણ ટકી રહી છે. રાષ્ટ્રીયતાનો વિકાસ હજી વધશે ત્યારે ભાષામાંની આ ભેદવૃત્તિ અલોપ થયા વિના રહેવાની નથી. આ વાત ધ્યાનમાં રાખવી સારી છે, કેમકે ત્યારે જ આપણે સમજી શકીશું કે આ ઝઘડામાં મૂળ કારણ શું છે. ભાષાભેદ વધારવા માગનારાને જરાક ખોતરી જુઓ, તો તરત દેખાશે કે એ કોમીવાદી છે, ને ઘણીવાર તો તે રાજકારણમાં પણ

પ્રગતિનો વિરોધ કરનારો હશે.

મોગલ યુગમાં લાંબા વખત સુધી 'હિંદી' અને 'ઉર્દૂ' એક જ અર્થના શબ્દો તરીકે વપરાતા હતા એ ખરું, પણ ઉર્દૂ શબ્દ મોગલોની મિશ્ર છાવણીઓની ભાષાને વિષે વધારે વપરાતો. રાજદરબાર અને છાવણીની આસપાસ ઘણા ફારસી શબ્દો વાપરમાં હતા, તે આ ભાષામાં ઘૂસી ગયા. આપણે જેમ જેમ દક્ષિણમાં, મોગલ દરબારના મથકેથી દૂર, જઈએ છીએ તેમ તેમ ઉર્દૂ શુદ્ધતર હિંદીમાં ભળી જાય છે રાજદરબારની આ અસર ગામડાં કરતાં કસબાઓ ને શહેરો પર, અને મધ્ય ભારત કરતાં ઉત્તર ભારતનાં કસબા ને શહેરો પર, ઘણી વધારે પડી.

એમાંથી આપણે ઉર્દૂ ને હિંદી વચ્ચે આજે જે ખરેખરો ભેદ છે તેના પર આવીએ છીએ — ઉર્દૂ શહેરોની ભાષા છે, ને હિંદી ગામડાંની. બેશક હિંદી શહેરોમાં પણ બોલાય તો છે, પણ ઉર્દૂ તો લગભગ સર્વાંશે શહેરી ભાષા છે. આમ ઉર્દૂ તથા હિંદીને એકબીજાની નજીક લાવવાનો પ્રશ્ન ઘણું વિશાળ રૂપ ધારણ કરે છે, અને શહેરો તથા ગામડાંને એકબીજાની નજીક લાવવાના પ્રશ્નરૂપે આપણી આગળ રજૂ થાય છે. આથી બીજી કોઈ પણ રીતે કરેલો પ્રયત્ન ઉપરચોટિયો નીવડશે, ને તેની અસર લાંબી નહીં ટકે. જ્યારે લોકો બદલાય છે ત્યારે તેમની બોલચાલની ભાષાનું કલેવર પણ બદલાવા પામે છે

સામાન્ય ઘરગથ્થુ બોલચાલમાં વપરાતી હિંદી અને ઉર્દૂ વચ્ચે ઝાઝો ફરક નથી, પણ સાહિત્યમાં વપરાતી ભાષાઓ વચ્ચેનો ભેદ ગયાં થોડાંક વરસમાં વધ્યો છે. સાહિત્યની લખાયેલી કૃતિઓમાં તો તે જબરદસ્ત થઈ પડ્યો છે, અને તેને લીધે કેટલાક લોકો એમ માનવા લાગ્યા છે કે કેટલાક બૂરી દાનતના માણસો એમાં કારણભૂત છે. એ એક મૂર્ખાઈભર્યો તરંગ છે; જોકે બે ભાષાઓ વચ્ચેનો ભેદ વધારવામાં આનન્દ માનનારા છૂટાછવાયા માણસો

મોજૂદ છે એમાં શંકા નથી. પણ જીવતી ભાષાઓનું કામ એ રીતે ચાલતું નથી, તેમજ અણઘડિયા માણસો એ ભાષાઓને ધારી રીતે મચડી શકતા નથી. એટલે આ દેખીતા ભેદના કારણ ખોળવા માટે આપણે વધારે ઊંડે ઊતરીને જોવું ઘટે છે

આ ભેદ પોતે ખેદજનક છે ખરો, પણ ખરું જોતાં તે નીરોગી વિકાસની નિશાની છે. હિંદી ને ઉર્દૂ બંને લાંબા વખત સુધી રહેતી અટકી જઈ બંધિયાર બની ગઈ હતી, તે હવે જાગી છે ને આગળ ધપવા લાગી છે તેઓ નવા વિચારો વ્યક્ત કરવા મથી રહી છે, અને જૂના ચીલા છોડી સાહિત્યમાં નવાં નવાં પ્રયોગો ને શૈલીઓની અજમાયશ કરે છે. આ નવા વિચારો પ્રગટ કરવા માટે બંનેનું શબ્દભંડોળ બહુ ઓછું પડે છે; પણ બેમાંની દરેક ભાષા પાસે શબ્દોનો એક એક એવો વિશાળ ભંડાર પડેલો છે જેના તરફ હાથ લંબાવીને તે જ્યારે ત્યારે શબ્દો મેળવી શકે છે. એકનો ભંડાર તે સંસ્કૃત, ને બીજીનો ફારસી, છે; અને તેથી, આપણે ઘર કે બજારની મામૂલી ભાષા છોડીએ ને વધારે અમૂર્ત વસ્તુઓના પ્રદેશમાં દાખલ થઈએ કે તરત બે ભાષા વચ્ચેનો ભેદ વધવા લાગે છે. સાહિત્ય સભાઓ પોતે જે ભાષા વાપરે તેની શુદ્ધિ વિષે બહુ જ ચીવટ રાખે છે, એટલે તે આ ચોખલિયા વૃત્તિને છેક છેડા સુધી પહોંચાડે છે, અને સામસામા એકબીજા પર ભેદભાવને ઉત્તેજન આપ્યાના આરોપ મૂકે છે. તેમને પોતાની આંખમાંનું કણું દેખાતું નથી, પણ સામાની આંખમાંનું બહુ જ સ્પષ્ટ દેખાય છે.

આ બધાનું તાત્કાલિક પરિણામ એ આવ્યું છે કે હિંદી અને ઉર્દૂ વચ્ચેનું અંતર વધ્યું છે; અને કેટલીકવાર તો લગભગ એમ જ લાગે છે કે એ બે આગળ જતાં જુદી જુદી ભાષાઓ બનવા નિર્માયેલી છે. છતાં આ ભય અસ્થાને છે, ને ભડકવાનું કશું જ કારણ નથી. હિંદી અને ઉર્દૂમાં જે નવા જીવનનો સંચાર થયેલો છે તેનાથી એ અંતર કદાચ થોડા વખત માટે વધતું લાગે તોપણ,

આપણે એ નવા જીવનને આવકાર આપવો જોઈએ. વિજ્ઞાન, રાજકારણ, અર્થશાસ્ત્ર, તથા વેપારને વગતા, ને કેટલીકવાર સંસ્કૃતિને પણ લગતા, આધુનિક વિચારોને યોગ્ય રીતે પ્રગટ કરવાની પૂરેપૂરી શક્તિ આજે હિંદી કે ઉર્દૂ બેમાંથી એકેયમાં નથી. વળી બંને ભાષા આધુનિક સમાજની જરૂરિયાતોને પહોંચી વળવા માટે પોતાનો શબ્દભંડોળ વધારવા તનતોડ પ્રયત્ન કરી રહી છે, ને તેમાં તેમને સફળતા પણ મળવા લાગી છે. બેમાંથી એકેબીજાની ઈર્ષા શા સારુ કરવી જોઈએ ? આપણી ભાષામાં શબ્દોની સમૃદ્ધિ જેટલી વધે એટલી વધારવા આપણે ઇચ્છીએ છીએ. પણ અમુક શબ્દો આપણા પોતાના વિશિષ્ટ સંસ્કારો સાથે બળી શકતા નથી એમ આપણને લાગે એટલા પરથી જો આપણે હિંદી શબ્દો અથવા ઉર્દૂ શબ્દોને દાબી દેવા મથીએ, તો એ સમૃદ્ધિ વધવા નહીં પામે. આપણને હિંદી ને ઉર્દૂ બંનેની જરૂર છે, ને આપણે બંનેને અપનાવવી જોઈએ. આપણે સમજવું જોઈએ કે હિંદીનો વિકાસ તે ઉર્દૂનો વિકાસ છે, ને ઉર્દૂનો વિકાસ તે હિંદીનો. બને ભાષા એકબીજા પર જબરદસ્ત અસર કરશે, અને બંનેની શબ્દો તથા વિચારોની સમૃદ્ધિમાં વધારો થશે. પણ બનેએ આ શબ્દો ને વિચારો માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખવાં જોઈએ. હું તો ખરેખાત એમ ઇચ્છું કે હિંદી અને ઉર્દૂ વિદેશી ભાષાઓમાંથી શબ્દો તથા વિચારોને આવકાર આપે ને તેમને અપનાવી લે. અંગ્રેજી, ફ્રેંચ કે બીજી વિદેશી ભાષાઓના જે શબ્દ આપણે ત્યાં બહુ જાણીતા ને રોજેરોજના વહેવારમાં વપરાતા હોય તેને માટે સસ્કૃત કે ફારસી પરથી નવા શબ્દો ઘડવા એ હસવા જેવી વાત છે.

હું તો નિઃશંકપણે માનું છું કે હિંદી અને ઉર્દૂએ એકબીજાની વધારે નજીક આવવું જોઈએ; અને તેઓ જુદા જુદા વેશ ભલે ધારણ કરે, પણ તેમનું હાડ તો એક જ હશે. આ એકતાને અનુકૂળ એવાં બળો એટલાં જોરાવર છે કે વ્યક્તિઓથી તેનો સામનો

કરી શકાય એમ છે જ નહીં. આપણે ત્યાં રાષ્ટ્રીયતાની ભાવના છે, તેમજ સંયુક્ત હિંદ સ્થાપવાની બહોળી ઇચ્છા છે, અને એનો વિજય થયા વિના રહેવાનો નથી. પણ આના કરતાં વધારે પ્રબળ વસ્તુ તે તો સમાચાર લઇ જવા લાવવાનાં તથા વાહનવહેવારનાં સાધનોમાં થયેલો વધારો, તથા વિચારોનો વિનિમય, અને આપણાં રાજકીય ને સામાજિક ક્ષેત્રોમાં ચાલતા ક્રાન્તિકારક ફેરફારો, એ બધાની અસર છે. જગતના પરિવર્તનનો વેગવાન પ્રવાહ આપણી આગળ થઈને ધસારાભેર વહી જતો હોય ત્યારે આપણે આપણા સાંકડા ચીલાઓમાં પડી રહીએ એ ન બની શકે એવી વાત છે. કેળવણી જ્યારે જનસમૂહમાં ફેલાશે ત્યારે તેનાથી પણ એકધારું ધોરણ અને ઐક્ય પેદા થયા વિના નહીં રહે

તેથી આપણે ઉર્દૂ અને હિંદીના નોખા વિકાસ પ્રત્યે શંકાની નજરે ન જોવું જોઇએ હિંદીમાં જે નવો પ્રાણ સ્ફુરી રહ્યો છે તેને ઉર્દૂના ઉત્સાહીએ આવકાર આપવો જોઇએ; અને જેઓ ઉર્દૂને આગળ વધારવા માગે છે તેમના પરિશ્રમની હિંદીપ્રેમીએ પણ એટલી જ કદર કરવી જોઇએ. આજે તેઓ બન્ને એકબીજાથી જુદી સમાંતર લીટીએ ચાલીને કામ કરતી હોય, પણ તેમનો સંગમ થયા વિના રહેવાનો નથી. આજની જુદાઈની વૃત્તિને આપણે રાજીખુશીથી સાંખી લઈએ છીએ ખરા, પણ આપણે આ ઐક્યની ક્રિયામાં મદદ કરવી જોઈએ. એ ઐક્યની ઇમારત શાના પર રચાવી જોઈએ? બેશક આમવર્ગ પર જ. આમવર્ગ એ હિંદી અને ઉર્દૂ વચ્ચે દઢબાજકરૂપ હોવો જોઇએ આમવર્ગને દુર્બોધ એવી જે અતિશય કૃત્રિમ ભાષા સાહિત્યમાં વપરાય છે, તેને લીધે જ આપણી આજની ઘણીખરી ઉપાધિઓ પેદા થવા પામી છે. લેખકો જ્યારે લખે છે ત્યારે તેઓ કોને માટે લખે છે? દરેક લેખકના મનની સામે કોઈ શ્રોતાવર્ગ તો હોવો જ જોઈએ; ને તેના પર અસર પાડવાનો કે તેને પોતાના મત તરફ વાળવાનો પ્રયાસ તે કરતો હોવો જોઇએ. આપણા દેશમાં જે ઘોર નિરક્ષરતા

છે તેને લીધે એ શ્રોતાવર્ગ દુર્ભાગ્યે બહુ મર્યાદિત છે; તોપણ એનું સંખ્યાબળ ઠીકઠીક મોટું છે, ને તેમાં ઝપાટાબંધ વધારો થવાની વકી છે હું આ વિષયમાં નિષ્ણાત નથી; પણ મારો પોતાનો ખ્યાલ એવો છે કે આજે જે શ્રોતાવર્ગ મોજૂદ છે તેનો પણ લાભ ઉઠાવવાનો પ્રયત્ન આજનો સામાન્ય હિંદી કે ઉર્દૂ લેખક કરતો નથી. તે પોતે જે સાક્ષરમંડળોમાં ફરે છે તેનો જ વિચાર ઘણો વધારે કરે છે, અને એ મંડળો જેની કદર કરે છે એવી જ ભાષા તેમના સન્તોષને સારુ લખે છે. તેનો અવાજ ને તેની વાણી વિશાળ પ્રજાને તો પહોંચતાં જ નથી; અને કદાચ પહોંચવા પામે તો પ્રજા એ સમજી શકતી નથી. પછી હિંદી ને ઉર્દૂ પુસ્તકોનાં વેચાણ મર્યાદિત થાય છે એમાં નવાઈ છે ખરી? હિંદી ને ઉર્દૂનાં આપણાં અખબારો પણ આ વિરાટ વાચકવર્ગને પૂરાં પહોંચી શકતાં નથી, કેમકે તેઓ પણ સામાન્યપણે સાહિત્યકારોના નાનાં મંડળોની ભાષા વાપરે છે.

એટલે આપણા લેખકોએ આમવર્ગને શ્રોતા ને ગ્રાહક માની તેની દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ, ને નિશ્ચયપૂર્વક તેને માટે લખવાનો પ્રયત્ન કરવો જોઈએ આમ થાય તો ભાષા આપોઆપ સાદી બનશે; ને ભદ્દંભદ્રી શૈલીના અને ભરચક અલંકારવાળા શબ્દો, જે હમેશાં ભાષાની અવનતિના સૂચક છે, તેની જગા બળવાન ને પ્રભાવશાળી શબ્દો લેશે. સંસ્કૃતિ અને સાહિત્યની કૃતિઓ એ રાજદરબારની પેદાશ છે ને ત્યાં જ પોષાય છે, એ આપણો ખ્યાલ હજુ પૂરેપૂરો ગયો નથી. આપણે આ રીતે વિચાર કરીએ, તો આપણે નાનાં મોનાં મંડળોમાં પુરાઈ રહીશું, અને આમવર્ગનાં હૃદય ને મનમાં કદી પ્રવેશ કરી નહીં શકીએ આજે વિશાળ જનસમૂહને પાયારૂપ ગણી તેના પર સંસ્કૃતિની ઇમારત ચણાવી જોઈએ; અને ભાષા એ સંસ્કૃતિનાં અનેક શરીરમાંનું એક શરીર હોઈ, તેની ઇમારત પણ એ જ પાયા પર રચાવી જોઈએ

આમવર્ગ અથવા જનસમૂહ તરફ નજર કરીને સાહિત્ય

ઉપજાવવાની આ જે વાત છે, તેનો અર્થ એવો નથી કે આપણે સાદા શબ્દો ને પ્રયોગો વાપર્યા એટલે કામ સરી ગયું. એ શબ્દો ને પ્રયોગો દ્વારા પ્રગટ થતા વિચારો ને એની અંદરનું વસ્તુ એ પણ એટલાં જ મહત્ત્વનાં છે. જે ભાષા જનસમૂહનાં હૃદયને સ્પર્શ કરવા માગતી હોય તેણે એ જનસમૂહના પ્રશ્નોની, તેમનાં સુખદુઃખની, તેમની આશાઓ ને આકાંક્ષાઓની, ચર્ચા કરવી જોઈએ. તેણે છેક ટોચ ઉપર બેઠેલા નાના સમૂહના નહીં પણ સમગ્ર પ્રજાના જીવનનો ચિતાર આપવો જોઈએ, ને તેનું પ્રતિબિંબ પાડવું જોઈએ ત્યારે જ તેનાં મૂળ જમીનમાં ઊતરશે ને તેમાંથી પોષણ મેળવશે.

આ વાત ફક્ત હિંદી તથા ઉર્દૂને જ નહીં પણ આપણી તમામ દેશી ભાષાઓને લાગુ પડે છે. હું જાણું છું કે એ સર્વ ભાષાઓમાં આ વિચારો પ્રગટ થઈ રહ્યા છે, અને એ ભાષાઓ વધારે ને વધારે પ્રમાણમાં જનસમૂહ તરફ જોવા લાગી છે. આ ક્રિયાનો વેગ વધારવો જોઈએ, અને આપણા લેખકોએ ઇરાદાપૂર્વક તેને ઉત્તેજન આપવાનું ધ્યેય રાખવું જોઈએ.

હું માનું છું. આપણી ભાષાઓએ, પ્રાચીન શિષ્ટ ગ્રન્થો તેમજ અર્વાચીન પુસ્તકોના અનુવાદ વડે, વિદેશી સાહિત્યો સાથે પણ સંપર્ક સાધવો જોઈએ. આમ કરવાથી આપણે બીજા દેશોમાં ચાલતી, સંસ્કાર, સાહિત્ય ને સમાજને લગતી, વિચારધારાના સમાગમમાં આવી શકીશું. ને આપણી ભાષાઓમાં નવા વિચારો ઉમેરાવાથી તેમાં પણ બળનો વધારો થશે.

મારો એવો ખ્યાલ છે કે જનસમૂહ સાથે સંપર્ક સાધવામાં હિંદની સર્વ ભાષાઓમાં બંગાળી સૌથી આગળ વધી છે. સાહિત્યમાં વપરાતી બંગાળી એ બંગાળના [illegible] અજાણી ને અપરિચિત એવી વસ્તુ નથી. એક જ પુરુષની—અર્થાત્ રવીન્દ્રનાથ ઠાકુરની—પ્રતિભાએ [illegible] સંસ્કારી લોકો તથા નિરક્ષર જનસમૂહ વચ્ચેનું અંતર

પૂરી નાખ્યું છે; અને આજે કવિવરનાં સુન્દર ગાયનો ને કાવ્યો ગરીબમાં ગરીબ માણસની ઝૂંપડીમાં પણ સંભળાય છે. એનાથી બંગાળી સાહિત્યની સંપત્તિમાં ઉમેરો થયો છે, એટલું જ નહીં પણ બંગાળના લોકોનું જીવન વધારે સમૃદ્ધ બન્યું છે, અને તેમની ભાષા એ સાદામાં સાદા શબ્દોમાં સાહિત્યની કૃતિઓ સુન્દરમાં સુન્દર રીતે રજૂ કરવાનું પ્રબળ વાહન બની છે. આપણે પ્રતિભાશાળી માણસો માગતાવેંત પેદા કરી શકતા નથી; પણ આ દાખલા પરથી બોધ લઈને તે પ્રમાણે આપણા જીવનપ્રવાહને વાળવો એ તો આપણા હાથની વાત છે જ. આ સંબંધમાં ગુજરાતીનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. મેં સાંભળ્યું છે કે ગાંધીજીની સાદી ને જોરદાર ભાષાનો આધુનિક ગુજરાતી લખાણ પર ભારે પ્રભાવ પડ્યો છે.

હિંદુસ્તાનીનું બીજું રૂપ તે અખિલ ભારતની રાષ્ટ્રભાષા તરીકેનું છે. તેનો વિચાર કરતાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે રાષ્ટ્રભાષા હિંદુસ્તાની એ મહાન પ્રાન્તભાષાઓની હરીફ નથી, અને તેમના ક્ષેત્ર પર આક્રમણ આવવાનો તો સંભવ જ નથી. હાલ તુરત આપણે લિપિનો સવાલ કોરે રાખીએ, કેમકે બંને લિપિઓને પૂરો અવકાશ મળવો જ જોઈએ. દરેક જણ બંને લિપિ શીખે એવો આગ્રહ બેશક આપણાથી ન રાખી શકાય. જનસમૂહને માટે તો એ અસહ્ય બોજારૂપ થઈ પડે. રાજ્યે બંને લિપિઓને ઉત્તેજન આપવું જોઈએ; અને માણસો, તથા બાળકો પરત્વે તેમનાં માબાપ, એમાંથી ગમે તે એક લિપિ પસંદ કરી લે એવી છૂટ રાખવી જોઈએ. એટલે લિપિનો વિચાર કોરે રાખી, ભાષામાં આવનાર વસ્તુ અથવા વિષયનો વિચાર આપણે કરીએ.

હિંદુસ્તાનીનો પ્રચાર હિંદમાં ઘણા મોટા વિસ્તારમાં થયેલો છે, ને તે પ્રધાન પદ ભોગવે છે; તે ઉપરાંત પણ રાષ્ટ્રભાષા તરીકે હિંદુસ્તાનીને કેટલીક વધારાની અનુકૂળતાઓ છે. ને શીખવી પ્રમાણમાં સહેલી છે; અને તેમાં લિંગ અથવા જાતિઓનો ગોટાળો છે તે બાદ

કરતા તેનું વ્યાકરણ પણ સાદુ છે એને વધારે સાદુ બનાવી શકાય ખરુ ?

આપણને આ વિષયમા રસ્તો બતાવી શકે એવો અતિશય સફળ પ્રયોગ આપણી સામે પડેલો છે, અને તે પ્રાથમિક (અર્થાત્ બેઝીક) અંગ્રેજીનો. કેટલાક વિદ્વાનોએ, ઘણાં વરસની મહેનત પછી, અંગ્રેજીનું એક સાદુ રૂપ ઘડી કાઢ્યુ છે તેનું હાડ અંગ્રેજી છે, ને અંગ્રેજીથી જરાયે જુદુ દેખાય એવુ નથી, અને છતાં તે શીખવામાં એવુ સહેલુંસટ છે કે એ જોઈને આશ્ચર્ય જ થાય એમા, થોડા નિયમો બાદ કરતા, વ્યાકરણ લગભગ અલોપ થઈ ગયું છે, અને શબ્દભંડોળ ઘટાડીને ફક્ત આશરે ૮૫૦ શબ્દોનો 'પ્રાથમિક' સંગ્રહ જ રાખેલો છે વિજ્ઞાન, યન્ત્રશાસ્ત્ર અને વેપારને લગતા શબ્દો આ ઉપરાંત વધારાના આ આખો શબ્દસંગ્રહ અને વ્યાકરણ કાગળના એક કટકા પર લખી શકાય ને બુદ્ધિશાળી માણસ તે બેત્રણ અઠવાડિયાંમાં શીખી શકે બેશક આ નવી ભાષાના વાપરનો મહાવરો એણે રાખવો પડશે ખરો

આખી દુનિયાને માટે એક જ ભાષા—દાખલા તરીકે વોલાપુક, એસ્પેરેન્ટો વગેરે—ખીલવવાના ઘણા પ્રયત્નો અગાઉ થઈ ચૂકેલા છે આ 'બેઝીક' (અર્થાત્ પ્રાથમિક કે પાયાની) ભાષા ખીલવવાનો પ્રયાસ એ પ્રકારનો નથી, ને એને એક માની લેવાની ભૂલ આપણે કરવી ઘટતી નથી અગાઉ જે ભાષાઓ ખીલવવાના પ્રયત્ન થયેલા તે ભાષાઓ સાદી પણ અતિશય કૃત્રિમ હતી, અને તે શીખવી એ એક વધારાનો બોજો હતો જીવનવાયુએ એમનામાં પ્રાણ ફૂક્યો નહોતો, અને તે કદી મોટા લોકસમૂહની ભાષા બની શકી નહી 'બેઝીક' અથવા પ્રાથમિક અંગ્રેજીમાં એ ભાષાઓના બધા લાભ છે, ને છતાં તેનામા આ ખામી નથી, કેમકે તે જીવતી ભાષા છે જેઓ બેઝીક અંગ્રેજી શીખે છે તેમને બીજા લોકો સાથે વહેવાર કરવાનુ સાદુ ને સબળ સાધન મળી રહે છે, એટલુ જ નહી પણ તેઓ

શિષ્ટ અંગ્રેજીને ઊમરે પહોંચી ગયેલા છે, ને ઈચ્છે તો આગળ વધી શકે છે.

બૈત્રીક અથવા પ્રાથમિક અંગ્રેજી માટેનો મારો આ ઉત્સાહ જોઈને કદાચ કોઈ મને પૂછશેઃ "એને જ રાષ્ટ્રભાષા કેમ ન બનાવવી?" ના, એમ ન બની શકે; કેમકે અંગ્રેજી ભાષાનું આખું સંકાણ જ આપણા લોકોને માટે પારકું છે; અને એમને માથે આપણે અંગ્રેજીને રાષ્ટ્રભાષા તરીકે પરાણે ઠોકી બેસાડવી હોય તો પહેલાં એ લોકોને એક જગાએથી ઉઠાવી સાવ બીજી જ જગાએ મૂકવા પડે, અથવા કહો કે તેમના સંસ્કારોમાં ધરમૂળનો પલટો કરવો પડે. હિંદુસ્તાનીને બદલે અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવામાં વહેવારુ મુશ્કેલીઓ પણ ઘણી વધારે પડે; કેમકે હિંદુસ્તાની તો અત્યારે પણ આખા હિંદના ઘણા ભાગોમાં સારી પેઠે જાણીતી છે.

પણ એક બીજી વાત હું માનું છું ખરો. આપણે જ્યાં વિદેશી ભાષા તરીકે અંગ્રેજી શીખવીએ—અને વિદેશી ભાષા તરીકે આપણે તે ઘણા મોટા પાયા પર શીખવવી જોઈએ—ત્યાં તો પ્રાથમિક અંગ્રેજી જ શીખવવી જોઈએ જેઓ એ ભાષાનો ખાસ અભ્યાસ કરવા ઈચ્છે તેમણે જ શિષ્ટ અંગ્રેજી તરફ વળવું જોઈએ.

પ્રાથમિક અંગ્રેજીની ઢબે પ્રાથમિક હિંદુસ્તાની આપણે તૈયાર કરી શકીએ ખરા? હું માનું છું કે જો વિદ્વાનો આ કામ તરફ લક્ષ આપે તો એ કામ સહેલાઈથી થઈ શકે એવું છે. એનું વ્યાકરણ બને એટલું સાદું હોવું જોઈએ—વ્યાકરણ લગભગ ન જ હોવું જોઈએ એમ કહો તો ચાલે —; અને છતાં એ ભાષાનું જે વ્યાકરણ અત્યારે મોજૂદ છે તેનું મૂળ ચોકઠું ખંડિત થવું ન જોઈએ મુખ્ય વાત એ ધ્યાનમાં રાખવાની છે કે જુદાં જુદાં શાસ્ત્રો ને વિદ્યાનો બાદ કરતાં બાકીના વિચારો પ્રગટ કરવા માટે આ પ્રાથમિક ભાષા સ્વયંપૂર્ણ છે ખરી, તોપણ એ ભાષાના વિશેષ અભ્યાસને માટે પ્રથમ પગથિયારૂપ છે. એના શબ્દકોષમાં હજારેક શબ્દો હોય. એ શબ્દો

હિંદની ભાષાઓમાં સારી પેઠે વપરાય છે એટલા પરથી કશી યોજના કે વ્યવસ્થા વિના એની પસંદગી ન કરી હોય, પણ તેની પસંગી પાછળ એક જ કારણ હોય કે એ શબ્દોનું ભંડોળ મળીને એક આખી સ્વયંપૂર્ણ ભાષા બને, અને રોજેરોજના બોલવા લખવાના સામાન્ય વહેવારમાં એને બહારની મદદની જરૂર ન પડે

આવી 'પ્રાથમિક' હિંદુસ્તાની અખિલ ભારતની રાષ્ટ્રભાષા બનવી જોઈએ રાજ્ય જો થોડોક પ્રયત્ન કરે તો તે આખા દેશમાં અતિશય ઝડપથી ફેલાશે, અને આપણે સહુ જે રાષ્ટ્રીય એકતા માટે ઝંખીએ છીએ તે એકતા સ્થાપવામાં મદદ કરશે તે હિંદી અને ઉર્દૂને વધારે નજીક લાવશે અને ભાષાની બાબતમાં આખા હિંદની એકતા સાધવામાં પણ સહાયતા કરશે એ સંગીન અને સહિયારા પાયા પર અનેક રૂપાન્તરો પેદા થશે કે નવા નવા ફાંટા નીકળશે તોપણ, તે ભેદભાવ ઉત્પન્ન કરનારા કે તેને પોષણ આપનારાં નહી નીવડે જેઓ હિંદુસ્તાનીના પોતાના જ્ઞાનમાં વધારો કરવા માગે તેઓ સહેલાઈથી તેમ કરી શકશે, જેઓ પ્રાથમિક હિંદુસ્તાની શીખીને સન્તોષ માને તેઓ પણ રાષ્ટ્રના વિશાળ જીવનમાં ભાગ લઈ શકશે

હું પાછળ કહી ગયો કે હિંદી કે ઉર્દૂના નોખા નોખા વિકાસ સામે આપણે વાંધો ઉઠાવવો ન જોઈએ બેમાંથી ગમે તે દિશાએથી જે નવા શબ્દો આવશે તે—જો જીવતા, પ્રાણવાન શબ્દો હશે, અને સંજોગવશાત્ આપણે માથે આવી પડ્યા હશે અથવા જનસમૂહ પાસેથી આવ્યા હશે તો—આપણને વારસામાં મળેલી સમૃદ્ધિમાં ઉમેરો કરશે. પણ એવું સાચું બળ જેનામાં ન હોય એવા કૃત્રિમ શબ્દો આપણે ઘડીશું, તો તેનાથી એવો કશો લાભ નહી થવા પામે આપણા રાજકીય, આર્થિક, વૈજ્ઞાનિક, ને વેપારી જીવનની વધતી જતી જરૂરિયાતોને પહોચી વળવા માટે આપણે ઘણે ભાગે કૃત્રિમ શબ્દો ઘડવા પડે છે એવા શબ્દો ઘડતાં આપણે એટલી ચીવટ રાખવી ઘટે છે કે શબ્દો બેવડાવા ન પામે, અને તેનાથી ભાષાઓ વચ્ચે જે

અંતર છે તેમાં વધારો ન થાય. હું માનું છું કે જે વિદેશી પારિભાષિક શબ્દો દુનિયાના ઘણા ભાગમાં રૂઢ થઈ ગયા હોય તેને આપણે જેવા ને તેવા ઉપાડી લેવા જોઈએ, ને તેમને હિંદુસ્તાની શબ્દો તરીકે અપનાવી લેવા જોઈએ. હું તો ખરેખર એમ ઇચ્છું કે હિંદની બધી ભાષાઓ એને અપનાવે. આમ થવાથી આપણા લોકોને હિંદની તેમજ વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાયેલાં, શાસ્ત્રીય ને વૈજ્ઞાનિક પુસ્તકો વાંચવાની સરળતા વધશે બીજી કોઈ રીતે કામ લેવાથી વિદ્યાર્થીના મનમાં અંધાધૂંધી ને ગોટાળો પેદા થશે; કેમકે એને તો પારિભાષિક શબ્દોની ઘણી મોટી સંખ્યા જોડે કામ લેવાનું હોય છે ને બીજી ભાષાઓમાં અગત્યનાં પુસ્તકો વાચવાનાં હોય છે. એટલે આપણે જો વિજ્ઞાનને લગતો જુદો ને સ્વતંત્ર શબ્દસંગ્રહ રચવાનો પ્રયત્ન કરીએ, તો પરિણામ એ આવે કે વિજ્ઞાનના ક્ષેત્રમાં આપણે એકલા પડી જઈએ; આપણી પ્રગતિ રોકાય; ને તેની સાથે શિક્ષક તેમજ વિદ્યાર્થી બંનેના પર અસહ્ય બોજો પડે દુનિયાનાં જાહેર જીવન અને વહેવાર અત્યારે જ એકબીજાની સાથે ગાઢ સબન્ધથી સંકળાયેલાં છે, અને એ મળીને આખો એક અખંડ ઘટક બને છે. આપણા લોકો એ જીવન તથા વહેવાર સમજી શકે ને તેમાં ભાગ લઈ શકે, અને પરદેશીઓ આપણું જાહેર કામકાજ સમજી શકે, એને માટે આપણે બને એટલી વધારે સરળતા કરી આપવી જોઈએ

ઘણા વિદેશી શબ્દો આપણે ત્યાં લઈ શકાય ને લેવા જોઈએ એ ખરું. પણ ઘણા પારિભાષિક શબ્દો આપણી પોતાની ભાષામાંથી પણ લેવા પડશે એવા જે શબ્દો આપણી સર્વ ભાષાઓમાં વાપરી શકાય એમ હોય, તેની યાદી ભાષા ને વિજ્ઞાનના નિષ્ણાતોએ તૈયાર કરવી જોઈએ. આમ કરવાથી, જે બાબતોમાં વિવિધતા ને સદિગ્ધતા જરાયે ઇચ્છવા જેવાં નથી તે બાબતોમા એકધારી રૂઢિ ને ચોકસાઈ આવશે, એટલું જ નહી પણ હાસ્યજનક શબ્દો ને પ્રયોગો વપરાતા અટકશે પણ ખરા. અખબારોનું કામ કરનારા આપણા મિત્રોને વિદેશી

કરે. પ્રાથમિક કેળવણીમાં વિદ્યાર્થીને બેમાંથી એક જ લિપિ શીખવાય, પણ માધ્યમિક કેળવણીમાં તેને બીજી લિપિ શીખવાનું ઉત્તેજન અપાવું જોઈએ.

હિંદુસ્તાની સિવાયની ભાષા બોલનારા પ્રાન્તોમાં, માધ્યમિક શિક્ષણ આપનારી હાઈસ્કૂલોમાં 'પ્રાથમિક' (બેઝીક) હિંદુસ્તાની શીખવાય લિપિ તો પસંદગી વિદ્યાર્થી જાતે કરી લે

વિશ્વવિદ્યાલયની કેળવણી તે તે પ્રદેશની ભાષામાં અપાય. હિંદુસ્તાની (બેમાંથી કોઈ પણ એક લિપિ) અને એક વિદેશી ભાષા ફરજિયાત વિષય તરીકે રખાય યન્ત્રો તથા ઉદ્યોગનું શિક્ષણ આપનારી શાળાકૉલેજોમાં આ બે ભાષા ફરજિયાત શીખવવાની જરૂર નથી. વિદેશી ભાષાઓ તથા આપણી પ્રાચીન શિષ્ટ ભાષાઓ શીખવવાની જોગવાઈ આપણી માધ્યમિક શાળાઓમાં કરવી જોઈએ, પણ અમુક અભ્યાસક્રમોને કે વિશ્વવિદ્યાલયની કેળવણી માટેની તૈયારીને બાદ કરતાં બીજે આ વિષય ફરજિયાત ન બનાવવો જોઇએ

પ્રાન્તિક ભાષાઓની યાદીમાં મે પુશ્તુ અને પંજાબીનાં નામ ગણ્યાં છ હું માનું છુ પ્રાથમિક કેળવણી તો એ ભાષાઓમા અપાવી જોઇએ, પણ ઉચ્ચ કેળવણી પણ એ ભાષાઓ દ્વારા કેટલે દરજ્જે આપી શકાય એ શંકાસ્પદ વાત છે, ને તેને વિષે વધારે વિચાર થવાની જરૂર છે, કેમકે એ ભાષાઓ પૂરતો વિકાસ પામેલી નથી.

મે, ભારે સાહસ કરીને, પ્રાથમિક કેળવણીથી કૉલેજની કેળવણી સુધીની સર્વ અવસ્થાઓ વિષે જાતજાતની સૂચનાઓ કરી છે. મે જે લખ્યું છે તેની ટીકા કરવી, ને મારી સૂચનાઓનો અમલ કરવામાં રહેલી મુશ્કેલીઓ બતાવવી, એ કામ સહેલું છે, કેમકે હું કેળવણી કે ભાષાઓ બેમાંથી એકેય ક્ષેત્રનો નિષ્ણાત નથી. પણ હું નિષ્ણાત નથી એ હકીકત જ કદાચ મારા પક્ષમાં હોય. હું નિષ્ણાત નથી એટલે જ આ સવાલનો સામાન્ય અભ્યાસીની દૃષ્ટિએ, ને તટસ્થ

રીતે, વિચાર કરી શકું છું. વળી હું એ પણ સાફસાફ કહેવા ઇચ્છું છું કે આ નિબન્ધમાં હું કેળવણીના મહત્ત્વના ને મુશ્કેલ સવાલની ચર્ચા કરી રહ્યો નથી. માત્ર ભાષાને લગતી એની જે બાજુ છે તેની જ ચર્ચા હું કરું છું. કેળવણીના આખા વિષયની સમીક્ષા કરીએ ત્યારે આપણે એ વિચાર કરવો પડે કે આપણે કેવી જાતનું રાજ્ય ને કેવી જાતનો સમાજ સ્થાપવાનું ધ્યેય રાખીએ છીએ; એ ધ્યેય સિદ્ધ થાય એવી રીતે આપણી પ્રજાને તાલીમ આપવી પડે; આપણા પ્રજાજનો કેવા થાય ને તેમના ધંધા કેવા હોય તે નક્કી કરવું પડે; આ કેળવણીનો તેમના જીવન અને ધંધા સાથે મેળ બેસાડવો પડે; તેમના ખાનગી ને સામાજિક તથા જાહેર જીવન વચ્ચે એકરાગ ને સમતોલપણું પેદા કરવાં પડે. આપણે આધુનિક જગતમાં યોગ્ય સ્થાન લેવું હોય, તો ઔદ્યોગિક ને વૈજ્ઞાનિક કેળવણી પર આજના કરતાં ઘણો જ વધારે ભાર દેવો પડશે. આ ને બીજી અનેક વાતો આપણે કરવી પડશે; અને એમ કરતાં આપણે આજની દમ વિનાની, કુશળતા કે આવડતના અભાવવાળી, ને માથાભારે કેળવણીની પદ્ધતિને ઉથલાવી પાડવી રહેશે, ને વધારે પાકા પાયા પર નવી ઇમારતની રચના કરવી પડશે

પણ હાલ તુરત તો આપણે કેવળ ભાષાનો સવાલ હાથમાં લઇએ, અને તેને વિષે વિચારની કંઇક એકતા પેદા કરીએ આ નિબન્ધ લખવામાં મારો હેતુ એ છે કે આજના કરતાં વધારે વિશાળ દૃષ્ટિએ આ સવાલનો વિચાર થાય એ ચર્ચેલા સામાન્ય સિદ્ધાન્તોમાં આપણે સંમત થઇએ, તો વહેવારમાં તેનો અમલ કરવામાં મુશ્કેલી નહીં આવે. આજે આપણે ત્યાં 'પ્રાન્તિક સ્વરાજ' ચાલે છે એમ કહેવાય છે; તે છતાં આમાંના ઘણાખરા સિદ્ધાન્તો અમલમાં ઉતારવાની તાકાત આજે આપણી પાસે નથી. આપણી પાસે નાણાંની ભેમરાઈ નથી; અને આપણા હાથ અનેક રીતે બંધાઈ ગયેલા છે. છતાં આપણા સિદ્ધાન્તોને જેટલે અંશે અમલમાં ઉતારવા શક્ય હોય તેટલે

અંશે આપણે ઉતારવા જોઈએ.

સંભવ છે કે મે કરેલી કેટલીક સૂચનાઓને વિષે સામાન્ય એકમતી હોય, ને બીજી સૂચનાઓને વિષે કંઈક મતભેદ હોય. કયા કયા મુદ્દાઓમાં આપણે એકમત છીએ એટલું તો ઓછામાં ઓછું આપણે જાણી જ લઈએ. પછી ચર્ચા ને વાદવિવાદના મુદ્દા સંખ્યામાં મર્યાદિત રહેશે, ને તેનો વિચાર જુદો કરી શકાશે

વધારામાં હું એટલું કહી લઉં કે મે ભાષાપ્રદેશો તથા પ્રાન્તભાષાઓના ઉલ્લેખ ઘણીવાર કર્યો છે એટલે આપણા પ્રાન્તો એ ભાષાપ્રદેશો સાથે મેળ ખાય એવી રીતે ગ્યાયેના હોવા જોઈએ

આ વિચારણામાં સરળતા થાય એટલા માટે મારી કેટલીક મુખ્ય સૂચનાઓ હું નીચે આપું છુ

૧ આપણું જાહેર કામકાજ દરેક ભાષાપ્રદેશની ભાષામાં ચાલવું જોઈએ, ને રાજ્ય તરફથી અપાતી કેળવણી પણ એ ભાષામાં જ અપાવી જોઈએ આ ભાષા તે પ્રદેશની પ્રધાન ભાષા હોવી જોઈએ. આ કામ માટે સરકાર તરફથી આટલી ભાષાઓને માન્યતા અપાવી જોઈએ હિંદુસ્તાની (હિંદી તથા ઉર્દૂ બંને), બંગાળી, ગુજરાતી, મરાઠી, તામીલ, તેલુગુ, કન્નડ, મલયાળમ, ઉડિયા, આસામી, સિંધી, અને, કેટલેક અંશે, પુશ્તુ તથા પંજાબી

૨ જે પ્રદેશોમાં બોલચાલની ભાષા હિંદુસ્તાની છે ત્યાં હિન્દી તથા ઉર્દૂ બંને, પોતપોતાની લિપિ સાથે, સરકાર તરફથી માન્ય થવી જોઈએ સરકારી જાહેરનામાં બને લિપિઓમાં નીકળવાં જોઈએ. અદાલત કે સરકારી કચેરીને કામળ કે અરજી લખવામાં એમાંથી ગમે તે લિપિ વાપરવાની માણસને છૂટ હોય, અને તે સિવાયની બીજી લિપિ કે ભાષામાં નકલ પૂરી પાડવાની ફરજ તેને માથે ન નાખવામાં આવે.

૩. હિન્દુસ્તાનીના પ્રદેશમાં રાજ્યની કેળવણી વાહન હિન્દુ-

સ્તાની હોઇ, બંને લિપિ માન્ય રખાય ને વપરાય. દરેક વિદ્યાર્થી કે તેનાં માબાપ લિપિની પસંદગી કરી લે. વિદ્યાર્થીઓને બંને લિપિ શીખવાની ફરજ ન પાડવામાં આવે. પણ માધ્યમિક કેળવણી વખતે બીજી લિપિ શીખવાનુ પ્રોત્સાહન તેને અપાય

૪. હિન્દુસ્તાની (બંને લિપિવાળી) ને અખિલ ભારતની રાષ્ટ્રલિપિ તરીકે સ્વીકારવામાં આવે. એટલે આખા હિંદમાં કોઈ પણ માણસ અદાલત કે સરકારી કચેરીને હિન્દુસ્તાનીમાં (બેમાંથી ગમે તે લિપિમાં) કામળ કે અરજી લખી શકે; ને બીજી લિપિ કે ભાષામાં નકલ પૂરી પાડવાની ફરજ તેને માથે ન નાખવામાં આવે.

૫. દેવનાગરી, બંગાળી, ગુજરાતી ને મરાઠી એ લિપિઓનું ઐક્ય સાધી, એક સંયુક્ત લિપિ ઉપજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. એ લિપિ છપાઇને અનુકૂળ હોય, એટલું જ નહીં પણ ટાઇપિરાઇટર વગેરે આધુનિક યાન્ત્રિક સાધનોના ઉપયોગ માટે સુદ્ધાં સગવડભરેલી હોય.

૬. સિંધી લિપિને ઉર્દૂ લિપિમાં ભેળવી દેવી જોઈએ. ઉર્દૂ બની શકે એટલી સાદી બનાવવી જોઇએ; જેથી તે છપાઈ, ટાઇપિંગ વગેરેના કામમાં સારી રીતે આવી શકે

૭ દક્ષિણ ભારતની લિપિઓ દેવનાગરીને મળતી આવે એવી બનાવી શકાય કે કેમ, એની તપાસ થવી જોઈએ. એ વસ્તુ શક્ય ન મણાય, તો પછી તામીલ, તેલુગુ, કન્નડ અને મલયાળમ એ દક્ષિણી ભાષાઓને માટે એક લિપિ તૈયાર કરવાનો પ્રયત્ન થવો જોઈએ.

૮. રોમન લિપિમાં અનેક લાભ છે ખરા. છતાં, ઓછામાં ઓછું અત્યારે તો, આપણી ભાષાને માટે એ લિપિનો વાપર દાખલ કરવાનો વિચાર જ આપણાથી કરી શકાય એમ નથી. એટલે આપણે બે લિપિ રાખવી જોઇએ — એક દેવનાગરી, બંગાળી, ગુજરાતી મરાઠીની સંયુક્ત લિપિ; અને બીજી ઉર્દૂ-સિંધી. અને તે ઉપરાંત,

જરૂર પડે, અને દક્ષિણ ભારતની લિપિઓને દેવનાગરીને મળતી આવે એવી ન બનાવી શકાય, તો એ સર્વ ભાષાઓ માટે તૈયાર કરેલી એક લિપિ.

૯. હિન્દુસ્તાની જ્યાં બોલચાલની ભાષા હોય એવા પ્રદેશમાં હિન્દી ને ઉર્દૂની જુદે જુદે રસ્તે જવાની ને પોતપોતાનો નોખો વિકાસ સાધવાની જે વૃત્તિ છે તેનાથી આપણે ભડકી જવાની જરૂર નથી, તેમજ એમાંથી એકેયના વિકાસમાં અંતરાય નાખવો પણ યોગ્ય નથી. જેમ નવા નવા ને વધારે અટપટા વિચારો ભાષામાં દાખલ થાય તેમ આવો નોખો વિકાસ કંઈક અંશે સ્વાભાવિક છે. એમાંથી એકનો પણ વિકાસ થશે તો તેથી સમગ્ર ભાષાની સમૃદ્ધિ વધવાની જ છે. આગળ જતાં એની વચ્ચે આપસે ને પતાવટ થયા વિના રહેવાની નથી; કેમકે જગતનાં બળો તથા રાષ્ટ્રવાદ એ દિશામાં હડસેલો મારી રહ્યાં છે. લોકકેળવણી ફેલાવાથી પણ ભાષાઓનું ધોરણ અમુક પ્રમાણમાં નિયમિત ને એકધારું થશે.

૧૦. હિંદી, ઉર્દૂ, તેમજ હિંદની બીજી ભાષાઓ જનસમૂહ તરફ નજર કરે, ને તેને લક્ષમાં રાખીને બોલે, એ વસ્તુ પર આપણે ભાર મૂકવો જોઇએ. લેખકોએ આમવર્ગને માટે, ને તે સમજી શકે એવી સાદી ભાષામાં, લખવું જોઇએ; અને આમવર્ગના જીવન સાથે સંબન્ધ ધરાવતા પ્રશ્નોની ચર્ચા કરવી જોઈએ. દરબારી ને આડંબરી શૈલી અને અલંકારોથી ભારેલાં લખાણને ઉત્તેજન ન આપતાં તેને રોકવાનો પ્રયત્ન થવો જોઈએ, અને સાદી જોરદાર શૈલી ખીલવવી જોઈએ આમ કરવામાં બીજા જે લાભ રહેલા છે તે ઉપરાંત, એને લીધે હિંદી ને ઉર્દૂ વચ્ચે શૈલી, ભાષા, પ્રયોગો વગેરેનું સામ્ય પણ વધવા પામશે.

૧૧. 'બેઝીક' અથવા પ્રાથમિક અંગ્રેજીની ઢબે, હિંદુસ્તાની-માંથી 'બેઝીક' અથવા પ્રાથમિક હિંદુસ્તાની તૈયાર કરવી જોઇએ એ સાદી ભાષા હોવી જોઇએ. તેમાં વ્યાકરણ બહુ ઓછું —નહીં-

જેવું — હોય; અને હજારેક શબ્દોનું બંડોળ હોય. એ સંપૂર્ણ ભાષા હોવી જોઈએ; એટલે કે સામાન્ય વહેવારમાં બોલવા લખવાના કામ માટે પૂરતી હોય; અને છતાં તે હિંદુસ્તાની ભાષાના ચોકઠામાં બેસાડેલી હોય, અને આગળ વધીને શિષ્ટ હિંદુસ્તાનીનો અભ્યાસ કરવા માટેના પગથિયારૂપ હોય.

૧૨. આ 'પ્રાથમિક' હિંદુસ્તાની ઉપરાંત, હિંદુસ્તાની (હિંદી તેમજ ઉર્દૂ બન્ને) માં તથા, બને તો, હિંદની બીજી ભાષાઓમાં પણ, વાપરવાના વૈજ્ઞાનિક, ઔદ્યોગિક, રાજકીય ને વેપારી શબ્દો આપણે નક્કી કરવા જોઈએ જ્યાં જરૂર જણાય ત્યાં આ શબ્દો વિદેશી ભાષાઓમાંથી ઉપાડીને જેવા ને તેવા લઈ લેવા જોઈએ. બીજા શબ્દોની યાદીઓ આપણી ભાષાઓમાંથી બનાવવી જોઈએ; જેથી ઔદ્યોગિક તથા એવા બીજા વિષયોમાં આપણી પાસે ચોકસ અર્થોવાળો ને એકધારો શબ્દકોષ તૈયાર થઈ જાય

૧૩. રાજ્ય તરફથી અપાતી કેળવણીમાં નીતિ એ હોવી જોઈએ કે કેળવણી વિદ્યાર્થીની પોતાની ભાષામાં અપાય. દરેક ભાષાપ્રદેશમાં પ્રાથમિકથી માંડીને વિશ્વવિદ્યાલય લગીની કેળવણી તે તે પ્રાન્તની ભાષામાં અપાય કોઈ ભાષાપ્રદેશમાં, કોઈ બીજી ભાષા બોલનારા વિદ્યાર્થીઓ પૂરતી સંખ્યામાં રહેતા હોય, તો તેમને પ્રાથમિક કેળવણી પોતાની માતૃભાષા દ્વારા મેળવવાનો હક રહેશે; શરત માત્ર એટલી જ કે તેઓ કોઈ અનુકૂળ મથકે સહેલાઈથી જઈ આવી શકે એમ હોય. એમની સંખ્યા પૂરતી મોટી હોય, તો સંભવ છે તેમને માધ્યમિક કેળવણી પણ માતૃભાષા દ્વારા આપી શકાય. પણ એવા તમામ વિદ્યાર્થીઓ જે ભાષાપ્રદેશમાં રહેતા હોય ત્યાંની ભાષા તેમણે, ફરજિયાત વિષય તરીકે, શીખવી પડશે

૧૪. જ્યાં હિંદુસ્તાની બોલચાલની ભાષા નથી એવા પ્રદેશમાં, પ્રાથમિક હિંદુસ્તાની માધ્યમિક કેળવણીની નિશાળોમાં શીખવાય;

લિપિની પસંદગી વિદ્યાર્થી પોતે કરી લે.

૧૫ વિશ્વવિદ્યાલયની કેળવણીનું વાહન તે તે પ્રદેશની સ્થાનિક ભાષા હોય. હિંદુસ્તાની (એમાંથી ગમે તે લિપિ) અને એક વિદેશી ભાષા ફરજિયાત વિષયો તરીકે શીખવાય. વધારાની ભાષાઓ શીખવાની આ ફરજ ઉદ્યોગ વિજ્ઞાન વગેરેના ઊંચા અભ્યાસક્રમમાં ન રહે; જોકે ત્યાં પણ ભાષાઓનું જ્ઞાન ઇચ્છવાજોગ તો છે જ.

૧૬. વિદેશી ભાષાઓ, તેમજ આપણી પ્રાચીન શિષ્ટ ભાષાઓ, શીખવવાની જોગવાઈ આપણી માધ્યમિક શાળાઓમાં રખાય પણ, અમુક ખાસ અભ્યાસક્રમો અથવા વિશ્વવિદ્યાલયના પ્રવેશ માટેની તૈયારીને બાદ કરતાં, બીજે એ વિષયો ફરજિયાત ન રાખવામાં આવે.

૧૭. વિદેશી સાહિત્યોમાંથી ઘણા પ્રાચીન તથા અર્વાચીન શિષ્ટ ગ્રન્થોના અનુવાદ હિંદની ભાષાઓમા કરવામાં આવે. તેમ થવાથી આપણી ભાષાઓ બીજા દેશોમાં ચાલતી સંસ્કૃતિ, સાહિત્ય ને સમાજને લગતી પ્રવૃત્તિઓના સમાગમમાં આવે, ને એ રીતે બળ મેળવે

જુલાઇ ૨૫, ૧૯૩૭

# ૫. સુરમાને કાંઠે

હું એક નદીકાંઠાથી બીજા નદીકાંઠા સુધીનો પ્રવાસ કરી રહ્યો હતો. રેલગાડી ગોકળગાયની ગતિએ ચાલતી હતી. તેની બંને બાજુ ગાઢાં જંગલ ઝૂકી રહ્યાં હતાં; તે જાણે અભેદ્ય હોય એવાં દેખાતાં હતાં. તેની ઝાડી છેક રેલવેના પાટા સુધી પહોંચી હતી; અને અમારે પસાર થવા માટે જાણે કચવાતે મને આટલો સાંકડો રસ્તો તેણે રહેવા દીધો હતો. એ જંગલની કરોડો આંખો માણસના આ પ્રયત્ન સામે તિરસ્કારથી જોઈ રહી હોય એવો દેખાવ હતો. જે માણસે જંગલ સામે આટલું મોટું સાહસ ખેડ્યું હતું, ને પોતાની આણ વિસ્તારવા માટે જંગલ કાપીને સાફ કર્યાં હતાં, તે માણસ સામે જંગલની એ આંખો શત્રુભાવે નિહાળી રહી હતી. જંગલનાં હજારો મોઢાં માણસને તથા તેનાં કામોને ગળી જવા ઉતાવળાં થઈને ટાંપી રહ્યાં હતાં.

હું શહેરો ને મેદાનોનો રહેવાસી છું છતાં, જંગલ અને પર્વતનો સાદ હંમેશાં મારા અંતરને પ્રબળ રીતે ખેંચતો આવ્યો છે. એટલે હું મોહિત થઈને આ જંગલો ને ઝાડીઓ સામે ટગરટગર જોઈ રહ્યો. મને મનમાં થયું, આ અરણ્યનાં અંધારામાં અસંખ્ય જાતનાં જીવજન્તુ રહેતાં હશે, ને કેટલી બધી દુઃખદ ને કરુણ ઘટનાઓ ઢંકાઈ રહી હશે. કુદરત છૂટે હાથે દાન દેનારી હો, કે રાતા દાંત ને પંજાવાળી હો, — શહેરોમાં ને સ્ત્રીપુરુષોનાં રહેઠાણોમાં હોય છે એના કરતાં આ વનવગડાની બખોલોમાં શું એ કુદરતનું રૂપ ઘણું વધારે નઠારું કે કારમું હશે? જંગલનું જાનવર પોતાની ભૂખને સંતોષવા, આહાર માટે હત્યા કરે છે. તે ક્રીડાને ખાતર કે શિકારનો આનંદ માણવા સારુ કદી હત્યા કરતું નથી.. જંગલની ભયંકર

કરી શકે એમ નથી એને માટે તો એથી વધારે સત્તાની જરૂર પડશે. પ્રધાનોની સત્તા બહાર રાખેલા પ્રદેશો પર તેમનો અમલ ચાલતો નથી. વિચિત્ર વાત તો એ છે કે એ પ્રદેશો 'પ્રાન્તિક સ્વરાજ'ના આગમન પહેલાં આપણાથી જેટલા અળગા હતા તેના કરતાંયે આજે વધારે અળગા થઇ પડ્યા છે. આસામની ધારાસભામાં જિન્દાલોને વિષે સરકારે પ્રશ્નો પણ પુછાવા દીધા નથી. આવી રીતે આપણે ૧૯૩૫ના રાજ્યબંધારણ વાટે સ્વરાજ તરફ આગેકૂચ કરી રહ્યા છીએ!

અંધારું થઈ ગયું હતું, ને આ પ્રદેશનો મારો પ્રવાસ નિયત કરેલે સ્થાને પૂરો થવા આવ્યો હતો. અમે સાંજે મોડા હબીગંજ પહોંચ્યા, અને ત્યાં સભા થયા પછી શાઇસ્તગંજ જઈ ગાડી પકડવાને મોટર મારી મૂકી. શુક્લ પક્ષના પહેલા આઠવાડિયાનો ચન્દ્ર ક્ષિતિજ પર લટકી રહ્યો હતો. તેનું રૂપેરી તેજ ઊડી ગયું હતું, તેનામાં પીળાશ આવી ગઈ હતી, ને તેના પર જાણે વિષાદનો ભાવ પ્રગટ થતો હતો. ગયા બાર દિવસ જે દોડધામ, ટોળાં ને હલ્લાક વચ્ચે વીતી ગયા હતા તેનો હું વિચાર કરવા લાગ્યો. જાણે એક સ્વપ્નું આવી ગયું હોય એવો ભાસ મને થયો. કેદખાનાની કોટડીમાં બેઠેલી રાણી જિદાલો પણ યાદ આવી. તે કેવા વિચારો કરતી હશે, કેવા નિસાસા નાખતી હશે, કેવાં સ્વપ્ના સેવતી હશે!

ડિસેંબર ૯, ૧૯૩૭

## ૬. ખાલીમાં સોળ દિવસ

હરિપુરાની મહાસભા પૂરી થઇ ગઈ હતી. તાપીને કાંઠે જે વાંસની નગરી ઊભી થઈ હતી તે સૂની ને વેરાન દેખાતી હતી. એકબે દિવસ પહેલાં જ એના રસ્તાઓ પર લોકોનાં ટોળાં ચેતનથી મસ્ત થયેલાં, હરફેટ મારતાં, ગંભીર તેમજ પ્રસન્ન મુખમુદ્રા લઈને, ચર્ચા કરતાં, ને હસતાં, ફરતાં હતાં; ને તેમને એમ લાગતું હતું કે અમે હિન્દનું ભાવિ ઘડવામાં ભાગ લઈ રહ્યાં છીએ. પણ હવે આ હજારો માણસો એકાએક દૂરદૂર આવેલે પોતાને ઘેર જવાને ઊપડી ગયાં હતાં; ને હવામાં એક જાતની સૂનકારની લાગણી વ્યાપી રહી હતી. ધૂળના વંટોળો પણ શમી ગયા હતા. હું અહીં આવ્યો ત્યારથી આજે જ મને સહેજ ફુરસદ મળી હતી. એટલે હું તાપીને કિનારે ફરવા નીકળી પડ્યો; ને રાત્રીના આગમનની તૈયારી સાથે જામી રહેલા અંધારામાં, વહેતા પાણીના કાંઠા સુધી ગયો. ખેતરો ને પડતર જમીનો પર ઊભી થયેલી આ ભવ્ય નગરી ને છાવણી થોડા જ દિવસમાં હતી નહોતી થઈ જશે, તેનું નામનિશાન પાછળ બાકી નહીં રહે, અને કેવળ તેનું સ્મરણ જ કાયમ રહી જશે, એ વિચાર મનમાં આવતાં મને સહેજ વિષાદ ઊપજ્યો.

પણ એ વિષાદ થોડી વારમાં ઊડી ગયો; અને ક્યાંક દૂરદૂર આવેલી જગાએ ચાલ્યા જવાની જે ઇચ્છા હું લાંબા વખતથી મનમાં સેવી રહ્યો હતો તે ઇચ્છા પ્રબળ રૂપ ધારણ કરીને મારા પર સવાર થઈ બેઠી. એ થાક શરીરનો નહીં પણ મનનો હતો; અને તે વાતાવરણના ફેરફાર ને તાજગી માટે ઝંખી રહ્યો હતો. રાજકીય જીવન થકવનારી વસ્તુ થઇ પડી હતી, ને એ વખતે તો હું એનાથી ધરાઈ ગયો હતો. લાંબા વખતની રેલ અને ઘરેલુ પ્રવૃત્તિ

હું ટકી તો રહ્યો હતો, પણ આ રોજેરોજની ઘટમાળ વિષેની અરુચિ વધ્યે જતી હતી હું સવાલોના જવાબ આપતો, અને સાથીઓ ને મિત્રો સાથે બની શકે તેટલા હેતથી વાતો કરતો, પણ મારુ મન બીજે હતું તે તો ઉત્તરના પહાડોમા ભમતું હતું એ પહાડોની ઊંડી ખીણો ને બરફવાળાં શિખરો, ઊંચી કરાડો, અને ચિનાર તથા દેવદારના વૃક્ષોથી છવાયેલા હળવા ઢોળાવો, એ બધાની મોજ કલ્પના વડે માણવામા એ મન ગરકાવ થઇ ગયું હતું આપણી આસપાસ જે ઉપાધિઓ ને સમસ્યાઓ ઘેરાઈ વળેલી હતી તેમાંથી નાસી છૂટવા, અને શાન્તિ, નીરવતા ને સૌમ્ય પવનના મર્મર ધ્વનિવાળા પ્રદેશમાં પહોંચી જવા, તે તલસી રહ્યું હતું

છેવટે હું મારુ ધાર્યું કરવાનો હતો, મારી ગુપ્ત ને ચિરસેવિત ઇચ્છાને તૃપ્ત કરવાનો નિર્ધાર હું કરી ચૂક્યો હતો મારી સામે નાસી છૂટવાનું દ્વાર ખુલ્લું પડેલું હતું એવે વખતે પ્રધાનપદોમા આવવા જવાની, કે આંતરરાષ્ટ્રીય બનાવોમાં ચાલતી ઊથલપાથલની, પંચાતમા પડવું મને કેમ પોસાય?

હું ઉતાવળ કરીને અલાહાબાદ મારે ઘેર પહોંચ્યો. ત્યાં જઈને જોઉં તો શહેરમાં કંઇક તોફાન થવાનાં ચિહ્નો દેખાતાં હતાં એ જોઈ હું નિરાશ થયો અને મનમા મારી પોતાની ઉપર ચીડ ચડી, ને હું ધૂંઆપૂંઆ થઈ ગયો મૂર્ખાઓ ને ધર્માન્ધો કોમી તોફાન કરાવવા માગે એટલા માટે શું મારે મારી યોજના એળે જવા દેવી ને પહાડ પર જતાં રોકાઇ જવું? મે મન સાથે દલીલ કરી જોઈ, અને કહ્યુ કે અહીંયાં કંઇ આજ તૂટી પડવાનું નથી, થોડા વખતમાં પરિસ્થિતિ સુધરશે. વળી અહીં ઘણા સમજુ લોકો બેઠેલા જ છે આવી દલીલ કરી મે મનને ફુલાવામા નાખ્યુ, કેમકે અહીંથી ચાલ્યા જઇને નાસી છૂટવાની ઇચ્છા મારા મનને ઘેરી વળી હતી મારુ કામ અલાહાબાદમાં હતું એવે વખતે, હું નામર્દની પેઠે ત્યાંથી સરકી ગયો

પણ થોડા જ વખતમાં હું અલાહાબાદ ને તેની જંજાળોને ભૂલી ગયો; અને હિંદના સત્તાસો પણ ખસી જઈને મારા મગજમાં ડોક ખૂણે ભરાઈ બેઠા કુમાઉંના પહાડોમાં આવેલે આલમોડા ગામે જવાનો જે વાંકોચૂંકો રસ્તો હતો તેના પર ચડતાં ચડતાં મને પહાડી હવાનો કેફ ચડયો. આલમોડાથી આગળ ખાલી નામનું ગામ છે ત્યાં અમે ગયા. એ પ્રવાસના છેવટના ભાગમાં અમે મજબૂત પહાડી ટટ્ટુ પર મુસાફરી કરી.

છેવટે ખાલી આવી પહોંચ્યું. અહીં આવવાને ગયાં બે વરસથી મારું મન તલસી રહ્યું હતું. અહીંનો આનન્દ કંઈ ઓર જ હતો. સૂરજ આથમતો હતો; પહાડની બાજુઓ પર તેજનો ઝગઝગાટ ફેલાઈ રહ્યો હતો; ને ખીણોમાં નીરવતા હતી. મારી આંખો ફરીફરીને નંદાદેવી તથા 'શુભ્રતુષારકિરીટિની' એવી ગિરિમાળાનાં બીજાં શિખરોને ખોળવા લાગી; પણ એ શિખરો આછાં વાદળોથી ઢંકાઈ ગયાં હતાં.

એક પછી એક એમ કરતાં કરતાં દિવસો વહી જવા લાગ્યા. મેં પહાડી હવાનું આકંઠ પાન કર્યું; અને બરફ તથા ખીણો ધરાઇ ધરાઇને જોયાં. અહીં કેવી સુન્દરતાનું, કેવી અખંડ શાન્તિનું, સામ્રાજ્ય ચોમેર વ્યાપી રહ્યું હતું! દુનિયાનાં દુઃખો સરી પડીને દૂર દૂર ચાલ્યાં ગયાં હતાં; ને તેની હસ્તી ખરેખરી નહીં પણ કેવળ આભાસરૂપ છે એવું લાગતું હતું. પશ્ચિમ દિશાએ અને અગ્નિકોણ તરફ, અમારાથી બેત્રણ હજાર ફૂટ નીચે, દૂર દૂર ઊંડી ખીણો વક્રાકારે ફેલાતી રહી હતી. ઉત્તર તરફ નંદાદેવી ને તેની શ્વેતવસ્ત્રધારી સખીઓ જેવાં શિખરો જાણે ગગનને ચૂમી રહ્યાં હતાં. બપંકર, ને લગભગ સીધી કપાયેલી, કરાડો કેટલીકવાર છેક નીચે આવેલી ઊંડી ઊંડી ખીણો સુધી પહોંચતી હતી; પણ ઘણેખરે ઠેકાણે તો પહાડોના ઢોળાવ હળવા હતા ને ધીરેધીરે નીચે ઊતરતા હતા. અમરા તો તેને કાપીને વચ્ચે વચ્ચે અગાસીઓ બનાવેલી

હતી, ને એ અગાસીઓ પર આવેલાં લીલાંછમ ખેતરો માણસના ઉદ્યોગની સાક્ષી પૂરતાં હતાં.

પરોઢિયે વહેલો હું ઉઘાડે શરીરે ખુલ્લામાં પડી રહેતો, અને પહાડોનો, સૌમ્ય નેત્રવાળો સૂર્ય મને એના હૂંફાળા ભુજપાશમાં ભીડી દેતો પહાડના ખરક ઉપર થઈને વાતો ઠંડો પવન મને જરાક કંપારી ચડાવે, પણ ત્યાં તો સૂર્ય મારી વહારે ધાય, ને મારા શરીરમાં ઉષ્ણતા ને સ્ફૂર્તિનો સંચાર કરે

કેટલીકવાર હું ચિનારના ઝાડ નીચે પડી રહું, ને રસળતા પવનનો સૂર સાંભળું તે મારા કાનમાં મંદ સ્વરે ઘણી અવનવી વાતો કહી જાય, મારી ઇન્દ્રિયોને ઘેન ચડાવે, ને મારા મગજમાં ચડી ગયેલા જ્વરને પોતાની શીતળતાથી શાન્ત પાડે કેટલીકવાર મને અસાવધ જુએ ત્યારે તેને થાય કે આ હુમલો કરવાનો ઠીક લાગ છે. એટલે તે ચાલાકીથી નીચેની દુનિયામાં વસતા માણસોની રીતભાતમાં રહેલી બેવકૂફી, તથા તેમનો અવિરત કલહ, તેમના આવેશો ને ઝેરવેર, ધર્મને નામે ચાલતું તેમનું આંધળું ઝનૂન, તેમના રાજકાજમાં ચાલતો અનાચાર, ને તેમના આગેવાનોના અધઃપાત, એ બધા તરફ મારું ધ્યાન ખેંચે મને મનમાં થાય એ લોકો પાસે પાછા જઈ તેમની જોડે કામ કરવા પાછળ જીવનનો પુરુષાર્થ વેડફી નાખવામાં કંઈ સાર છે ખરો? અહીં શાન્તિ છે, નીરવતા છે, સુખ

તે દૂરદૂરથી દેખાતાં હતાં. ફળઝાડો પૂર બહારમાં ખીલેલાં હતાં; અને કરોડો ઝીણાં ઝીણાં પાન તેની તાજી, કુમળી, લીલી શોભા વડે ઘણાં વૃક્ષોની નગ્નતાને ઢાંકવા ફૂટી નીકળવાની તૈયારીમાં હતાં.

આલીથી ચાર માઈલ દૂર, ને એનાથી પંદરસો ફૂટ ઊંચે, બિનસર હતું. ત્યાં જઈને અમે જે દશ્ય જોયું તે અમારાથી કદી ભૂલી શકાય એમ નથી. અમારી નજર આમળ તિબેટના પહાડોથી માંડીને નેપાળના પર્વતો સુધીની, નગાધિરાજ હિમાલયની, છસો માઈલની, હિમાચ્છાદિત ગિરિમાળા પથરાયેલી હતી; અને તેના મધ્ય ભાગમાં નંદાદેવીનું શિખર બિરાજતું હતું. એ વિશાળ વિસ્તારમાં બદરીનાથ, કેદારનાથ, ને બીજાં ઘણાં પ્રસિદ્ધ સ્થાનો આવેલાં હતાં; ને તેની સામે જ કૈલાસ અને માનસરોવર હતાં. એ કેવો ભવ્ય દેખાવ હતો! હું તો મન્ત્રમુગ્ધ થઈને, તેની ભવ્યતાથી સ્તબ્ધ થઈને, ટગરટગર તેની સામે જોઈ જ રહ્યો. મને મારી પોતાની ઉપર સહેજ ગુસ્સો પણ ચડયો, કે હું તે કેવો કે આખા હિંદમાં રખડયો ને દૂર દૂર આવેલા દેશવિદેશમાં ફર્યો; પણ આ અપાર સૌન્દર્યનું દર્શન ન કરતાં આટલાં બધાં વરસ મારા પોતાના પ્રાન્તમાં જ એક ખૂણે પડી રહ્યો! આ સ્થાન હિંદના કેટલા માણસોએ જોયું હશે કે એને વિષે સાંભળ્યું પણ હશે? નાચ, ગાન અને પાનાંના જુગારની શોધમાં ચરતાં ને ભમરાળાં પહાડી શહેરો, જેને 'હિલ-સ્ટેશન' કહેવામાં આવે છે, તેમાં દર વરસે જનારાં હજારો માણસોમાંથી કેટલાને આ રમણીય સ્થાનની કલ્પના પણ હશે?

આમ દિવસો વહી જવા લાગ્યા, ને મારા મનમાં સન્તોષનો ભાવ વધતો ગયો. પણ સાથેસાથે મને બીક પણ લાગવા માંડી કે મારી આ ટૂંકી છુટ્ટી થોડા જ વખતમાં પૂરી થઈ જશે. કેટલીક-વાર કાગળો ને છાપાંનો મોટો થોકડો આવી પહોંચતો. તે જોતાં મને અરુચિ થઈ આવતી. ટપાલ ઑફીસ દસ માઈલ દૂર હતી; ને

મારી ટપાલ ત્યાં જ પડી રહેવા દઉં એવું મારા મનમાં અડધું-પડધું થઈ આવતું. પણ જૂની ટેવ જોર કરતી; અને દૂર દૂર વસતા કોઈ પ્રિય જનનો કાગળ કદાચ મળી આવે, એ આશાએ હું બારણું ઉઘાડી બહારથી આવનારા આ વણનોતર્યા આમંતુકોને પ્રવેશ આપતો.

એટલામાં તો એકાએક દિલને હચમચાવી નાખે એવો આંચકો આવ્યો. હિટલર કૂચ કરીને ઑસ્ટ્રિયામાં દાખલ થતો હતો. વિયેનાના સુંદર બગીચાઓ પર જંગલી લોકોના પદાઘાત થતા મારે કાને સાંભળ્યા. આપણે માથે જે જગદ્વ્યાપી આફતનાં વાદળ આટલા લાંબા વખતથી ઝઝૂમી રહ્યાં હતાં તેની જ આ ગાજવીજ હતી કે શું? આ ખરેખર યુદ્ધ હતું? હું ખાલી, બરફ ને પહાડ એ બધું ભૂલી ગયો; મારું શરીર તંગ થઇ ગયું, ને મન વ્યાકુળ બની ગયું. દુનિયા લડાઈને કાંઠે ઊભી છે, બૂરાઈનો વિજય થાય છે, ને તેનો સામનો કરી તેને રોકવાની જરૂર છે, એવે વખતે હું, પહાડોના આ દૂર દૂર આવેલા ખૂણામાં, શું કરી રહ્યો હતો? છતાં મારાથી શું થઇ શકે એમ હતું?

એટલામાં બીજો આંચકો આવ્યો — અલાહાબાદમાં કોમી રમખાણ થયું હતું, ઘણાનાં માથાં ભાંગ્યાં હતાં, ને થોડાક માણસો મરાયા હતા. થોડાક માણસ મરે કે જીવે એમાં ઝાઝી વિસાત નહોતી. પણ આપણા લોકો અવારનવાર અધઃપાત કરાવનારાં, ને ચીતરી ચડાવે એવાં આ ગાંડપણ ને બેવકૂફી કેમ કરે છે? હું સમજ્યો કે આપણે જગતના રાગદ્વેષોનો સામનો કરવો રહ્યો છે ને જગતની વેદના સહન કરવી રહી છે; વચ્ચે વચ્ચે ક્યારેક આપણે જગતની મુક્તિનું સ્વપ્ન સેવીએ એ વાત જુદી. એ સ્વપ્ન તે સ્વપ્નદ્રષ્ટાના મનનો નર્યો તરંગ હતો, કે એથી કંઈ વધારે એમાં હતું? એ સ્વપ્ન કદી ફળીભૂત થશે ખરું!

હું ખાલીમાં થોડા દિવસ વધારે રહ્યો ખરો, પણ એક

અસ્પષ્ટ બેચેનીથી મારું મન વ્યાકુળ થઈ ગયું. પેલી શુભ્ર ગિરિમાળા શાન્ત ને અકળ પડી હતી, ને એને માણસની બેવકૂફીનો સ્પર્શ થવા પામ્યો નહોતો. એના તરફ જોઈ રહેવાથી ધીરે ધીરે મારા મનની શાન્તિ કેટલેક અંશે પાછી આવી. માણસ ગમે તેમ વર્તે તોયે આ પહાડો તો અહીં અવિચળ રહેવાના જ છે; અને આજની પેઢી આપઘાત કરે કે બીજી કોઈ ધીમી ક્રિયા દ્વારા ધરતી પરથી ભૂંસાઈ જાય, તોપણ આ પહાડો પર વસન્ત ફરી આવશે, પવન ચિનારનાં ઝાડોમાં થઈને મર્મરધ્વનિ કરતો વાશે, અને પંખીઓ ફરી પાછાં આવીને ગાન કરશે.

પણ એ દરમ્યાન ભાવિમાં જે કંઈ ભલું કે બૂરું બનવા નિર્માયેલું છે તેમાંથી નાસી છૂટવાનો કોઈ રસ્તો ખુલ્યો નહોતો. કામ કરવાથી કંઈક અંશે જે રાહત મળે તે સિવાય નાસી છૂટવાની કોઈ બારી નહોતી. ખાલી કે બીજું ગમે તેટલું સુન્દર સ્થળ મનને દાબીને કે હૃદયને ઘેન ચડાવીને તેને વિસ્મરણની ખાડમાં નાખી શકે એમ નહોતું. એટલે મેં અહીં આવ્યા પછી સોળ દિવસે ખાલીને રામરામ કર્યા. ઉદાસ ચિત્તે ઉત્તરનાં સફેદ શિખરો પર છેલ્લી લાંબી નજર નાખી; ને મારા મનના પડદા પર એની ઉજ્જવળ રૂપરેખા અંકિત કરી લીધી.

૧૯૩૮

## ૭. શાન્તિ અને સામ્રાજ્ય*

આ પરિષદ શાન્તિ અને સામ્રાજ્યના પ્રશ્નોનો વિચાર કરવા મળેલી છે. 'શાન્તિ અને સામ્રાજ્ય'— ધરમૂળથી એકબીજાના વિરોધી એવા શબ્દો ને વિચારોનો આ વિચિત્ર સંયોગ છે. અને છતાં હું માનું છું કે એને આ રીતે ભેગા મૂકવાની, તેમજ આ પરિષદ ભરવાની, કલ્પના સરસ છે. આપણે સામ્રાજ્યવાદી વિચારોને ડુખસદ ન આપીએ ત્યાં સુધી આ દુનિયામાં આપણે શાન્તિનું દર્શન કરી શકીએ કે ઠરીઠામ બેસી શકીએ એમ હું માનતો નથી. તેથી શાન્તિના પ્રશ્નનું મૂળ તપાસીએ, તો એ સામ્રાજ્યનો જ પ્રશ્ન છે.

જ્યાં સુધી સામ્રાજ્યો કાયમ છે ત્યાં સુધી દુનિયામાં કદાચ વચ્ચેવચ્ચે એવા ગાળા આવી જાય જ્યારે રાજ્યોની વચ્ચે ખુલ્લેખુલ્લી લડાઈ ન ચાલે; પણ એવે વખતે સુદ્ધાં શાન્તિ નથી હોતી; કેમકે ઘર્ષણ, અને લડાઇની તૈયારી તો ચાલુ જ હોય છે. સામ્રાજ્ય ભોગવનારાં હરીફ રાજ્યો વચ્ચે, અમલ ચલાવનારી સત્તા ને તાબેદાર પ્રજા વચ્ચે, તથા વર્ગ વર્ગ વચ્ચે, કલહ ચાલી રહેલો છે. સામ્રાજ્ય ભોગવનાર રાજ્ય તાબેદાર પ્રજાઓ પર જુલમ ચલાવીને તથા તેમનું શોષણ કરીને જ નભી શકે છે. એની સામે રોષ ઊપજ્યા વિના ન જ રહે એ સ્વાભાવિક છે. તાબેદાર લોકો એ શિરજોરી ફગાવી દેવાના પ્રયત્નો કરે છે. આ પાયા પર શાન્તિની ઇમારત કદી રચી ન શકાય.

---

* ૧૯૩૮ના જુલાઇની ૧૫મી તથા ૧૬મીએ લંડનમાં શાન્તિ અને સામ્રાજ્યને વિષે વિચાર કરવા મળેલી પરિષદને પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન. ઇંડિયા લીગ તથા લંડન ફેડરેશન ઑફ પીસ કાઉન્સીલ તરફથી આ પરિષદની ગોઠવણ કરવામાં આવી હતી.

ફાસિસ્ટ આક્રમણના આ દિવસોમાં તમે ને હું આ ફાસિસ્ટ હાકને રોકવા ઘણીવાર પ્રયાસ કરીએ છીએ; પણ સાથેસાથે સામ્રાજ્યવાદની કલ્પનાને પણ રોકવાનો પ્રયત્ન હંમેશાં કરતા નથી. ફાસીઝમ અને સામ્રાજ્યવાદ બેને જુદાં ગણાવવાનો પ્રયાસ પણ કેટલાક લોકો કરે છે. તેમને સામ્રાજ્યવાદની કલ્પના બહુ હાનિકારક નથી લાગતી. તેઓ માને છે કે એ કલ્પનાને હજુ કેટલોક વખત ચાલુ રહેવા દેવામાં વાંધો નથી, પણ ફાસીઝમને તો તિલાંજલિ આપ્યે જ છૂટકો છે. હું ઇચ્છું છું કે આ પરિષદમાં તમે આ પ્રશ્નનો વિચાર કરો, અને આ બે વાદને કેટલે અંશે નોખા ગણી શકાય તે શોધી કાઢો.

હું સામ્રાજ્યવાદની તાબેદારીમાં પડેલા દેશમાંથી આવું છું, એટલે હું આ સામ્રાજ્યના સવાલને બહુ મહત્ત્વનો ગણતો હોઉં, એ બનવાજોગ છે પણ એથી સ્વતન્ત્ર રીતે, મને એમ લાગે છે કે ફાસીઝમ અને સામ્રાજ્ય એ બે કલ્પનાઓને નોખી ગણી શકાય એમ નથી; અને જે પ્રથા સામ્રાજ્યવાદને નામે ઓળખાય છે તેનું જ ઉગ્ર રૂપ તે ફાસીઝમ છે એટલે તમે જો ફાસીઝમ સામે ઝુંબેશ ચલાવવા માગો, તો સામ્રાજ્યવાદ સામે પણ ઝુંબેશ ચલાવ્યા વિના તમારો છૂટકો નથી.

આજે આપણી સામે અસાધારણ વિષમતાવાળો ને અટપટો પ્રશ્ન આવીને ઊભો છે પ્રગતિને રોકનારી ફાસિસ્ટ સત્તાઓનાં શસ્ત્રસજ્જ સૈન્યો દુનિયાને રંજાડી રહ્યાં છે, ને બીજી સામ્રાજ્યવાદી સરકારો ઘણીવાર તેમને ઉત્તેજન અને ટેકો આપે છે. જગતમાં પ્રગતિનો વિરોધ કરનારાં જે દળો છે તે એમાં ભળીને પોતાની જમાવટ કરી રહ્યાં છે એમનો સામનો કરવા ને એમને રોકવા માટે આપણે પણ આપણાં ચીંથરાંચીંથરાં સરંજામ જૂટી ભાગ લેવો પડે છે ને આપણું સંગઠન કરવું પડે છે.

આપણે ફાસીઝમનો ફેનાવો વધતો જોઈએ છીએ સામ્રાજ્ય ભોગવનારાં રાજ્યોમાં ને બીજા દેશોમાં જાતજાતનું પ્રચારકાર્ય ચાલી રહ્યું છે તમે કદાચ જાણતા હશો કે દક્ષિણ અમેરિકામાં આજે ફાસિસ્ટ રાજ્યો તરફથી જબરદસ્ત પ્રચાર ચાલી રહ્યો છે આપણે એમ પણ જોઈએ છીએ કે સામ્રાજ્યવાદી દેશો ધીરે ધીરે ફાસીઝમ તરફ ઘસડાઈ રહ્યા છે, જોકે તેઓ કેટલીકવાર સ્વદેશમાં લોકશાસનની ભાષા વાપરે છે ખરા એ ભાષા વાપર્યા વિના તેમનો છૂટકો નથી થતો, કેમકે તેમનો પાયો ને તેમની પૂર્વભૂમિકા સામ્રાજ્યવાદ પર રચાયેલાં હોઇ, તેઓ એ વાદનો ત્યાગ ન કરે ત્યાં સુધી ફાસીઝમ સામે છેવટનો સામનો કરી શકે એમ નથી

દુનિયાની પ્રગતિનો વિરોધ કરનારા ને તેની ઘડિયાળના કાંટાને પાછા લઇ જનારાં બળોનું એક જાતનું સંગઠન થઈ રહ્યું છે એને આપણે કેવી રીતે પહોંચી વળીશું? પીછેહઠની સામે પ્રગતિનાં બળોનું સંગઠન કરીને જે લોકો પ્રગતિનાં બળોના પ્રતિનિધિ છે તેઓ જો માહોમાંહે ફાટફૂટ પાડવા માગતા હોય, ઝીણી ઝીણી બાબતો વિષે ઝાઝા વાદવિવાદમાં ઊતરી પડતા હોય, ને એમ કરીને મુખ્ય સવાલને જોખમમાં નાખતા હોય, તો તેઓ ફાસીઝમ અને સામ્રાજ્ય-વાદના સંકટનો સચોટ સામનો કરી નહી શકે આપણે આપણું એક જૂથ બનાવીએ, ને ભેગા મળીને કામ કરીએ, એ વિચાર કોઇ પણ કાળે કરવો આપણને લાભદાયક છે પણ આજે જ્યારે આપણી સામે સર્વ પ્રકારની મુસીબતો આવીને ખડી થઈ છે, તે વખતે તો એ વિચાર કર્યા વિના આપણો છૂટકો જ નથી.

આપણી ધારણા સફળ કરવી હોય, તો આપણે કેવળ સંયુક્ત મોરચો રચીએ એ નહી ચાલે, એક રાષ્ટ્ર પૂરતો સંયુક્ત મોરચો રચીએ એ પણ બસ નથી; આખી દુનિયામાં વેરાયેલાં આપણાં દળો ભેગાં કરી તે સર્વનો એક સંયુક્ત મોરચો આપણે રચવો રહ્યો છે. આપણે જે ઘોર યાતનાઓ ભોગવી છે તેમાંથી આપણી

પાસે સૌથી વિશેષ આશાજનક જે ચિહ્નો નીકળી આવ્યાં છે તે એમ બતાવે છે કે દુનિયાભરમાં પ્રગતિ ને શાન્તિને પોષનારાં બળોને એકત્રિત કરી તેમનું સંગઠન કરવાની જરૂર આજે મોટામાં મોટી છે.

તમને યાદ હશે કે ચીનના લોકોમાં માંહોમાંહે જે લડાઈ હતી તેને લીધે એ પ્રજાનું જોર નબળું પડ્યું હતું. લોકો અરસપરસ અતિશય કડવાશ રાખીને લડતા હતા ને એકબીજાનો નાશ કરતા હતા. તેમણે એકબીજા સામે ઝેરવેરના પહાડ ઊભા કર્યા હતા. પણ એ લોકો હજુ પ્રજા તરીકે મહાન હતા. ગયે વરસે જપાનની ચડાઈ આવી ત્યારે તેમણે એ સંકટને પારખી લીધું, અને તેની સામે લડવા માટે પોતે ઐક્ય સાધીને સંગઠિત થયા. આજે, તેમજ ગયે વરસે, આપણે ચીનમાં એક સંપીલી પ્રજાને એ ચડાઈ સામે ઝૂઝતી જોઈ છે. એ જ રીતે તમે જોશો કે દુનિયાના દરેક દેશમાં ઐક્ય સાધવાના પ્રયત્નો થયેલા છે, ને તેમાં ઓછીવત્તી સફળતા મળેલી છે. વળી તમે એમ પણ જોશો કે આખી દુનિયાના જુદા જુદા દેશોમાં આ ઐક્યબદ્ધ થયેલા રાષ્ટ્રીય સમૂહો રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે સંપ અને એકતા સ્થપાવા તરફ મીટ માંડીને બેઠા છે

યુરોપમાં ને પશ્ચિમમાં પ્રગતિશીલ વિચારવાળા સમૂહો પાસે બીજાઓના કરતાં લાંબો ઇતિહાસ છે, ને કંઈક જુદી પૂર્વભૂમિકા છે. એથી તેમને જેમ કેટલાક લાભ છે તેમ અમુક ગેરલાભ પણ છે. પણ એશિયામાં તો આવા સમૂહો થોડા વખતથી જ હસ્તીમાં આવ્યા છે. એટલે ત્યાં આ પ્રશ્ન ઘણીવાર રાષ્ટ્રીય પ્રશ્ન આડે ઢંકાઈ જાય-છે; અને ત્યાં માણસ આન્તરરાષ્ટ્રીય દૃષ્ટિએ સહેલાઈથી વિચાર નથી કરી શકતો. તેનું સ્પષ્ટ કારણ એ છે કે અમારે સૌથી પહેલાં અમારા રાષ્ટ્રની રાજકીય લાગણીની દૃષ્ટિએ વિચાર કરવો પડે છે.

તે છતાં, આજના જમાનામાં જે બનાવો બન્યા છે—ને ખાસ કરીને એબીસીનિયા, સ્પેન અને ચીનમાં જે કંઈ બન્યું છે—તેણે લોકોને આન્તરરાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરવાની ફરજ પાડી છે.

એશિયાના આ દેશોમાંથી કેટલાકમાં આપણે અજબ ફેરફાર થયેલો જોઈએ છીએ; કેમકે અમે અમારી લડતોમાં મશગૂલ હતા ખરા, છતાં દુનિયાના બીજા ભાગોમાં ચાલતી સામાજિક લડતોનો વિચાર અમે વધારે ને વધારે કરવા લાગ્યા; અને દહાડે દહાડે અમારી પ્રતીતિ વધતી ગઈ કે એ લડતોની અસર આખી દુનિયા ઉપર પડે છે, એટલે અમારી ઉપર પણ પડે છે ને પડવાની છે.

આપણે ફાસીઝમરૂપી સંકટનો સચોટ સામનો કરવા ઇચ્છતા હઈએ, તો આપણે સામ્રાજ્યવાદ સામે પણ એવો જ સામનો કરવો જોઈએ; નહી તો આપણો પ્રયાસ એળે જવાનો છે. બ્રિટનની પરદેશો પરત્વેની રાજનીતિ આ કરુણાજનક નિષ્ફળતાનું એક દૃષ્ટાન્ત છે; કેમકે તે સામ્રાજ્યવાદની દૃષ્ટિએ વિચાર કરે છે, ને તેથી તે ફાસિસ્ટોના હુમલાનો સામનો કરી શકતું નથી કે જગતનાં પ્રગતિમાન બળો સાથે ભળી શકતું નથી. આ રીતે નિષ્ફળ નીવડીને, તેના પોતાના જે સામ્રાજ્યને તે સાચવવા મથે છે તેના ધ્વંસમાં તે મદદ પણ કરી રહ્યું છે. સામ્રાજ્યવાદને ફાસીઝમ જોડે જે સમપણુ છે તેનું, અને ખુદ સામ્રાજ્યવાદની પોતાની અંદર જે વિસંવાદો રહેલા છે તેનું એક અગત્યનું ઉદાહરણ આપણને અહીં મળી રહે છે.

સામ્રાજ્યવાદને ફાસીઝમ સાથે સામ્ય કે સમપણુ છે, અને બંને શાન્તિના શત્રુ છે, એ વિષે જો આપણી પાકી ખાતરી હોય — અને આપણી ઘણાખરાની ખાતરી હશે એમ હું માની લઉં છું — તો આપણે એ બંનેને નાબૂદ કરવાનો પ્રયાસ કરવો જોઈએ, ને એ બેને નોખા નોખા ગણી તેમની વચ્ચે ભેદભાવ રાખવો જોઈએ નહી. તેથી આપણે ખુદ સામ્રાજ્યવાદની જડ ઉખાડવાનો પ્રયત્ન કરવો રહ્યો છે, ને દુનિયાની તમામ પરાધીન પ્રજાઓને પૂર્ણ સ્વાતન્ત્ર્ય મળે એવી તજવીજ કરવી ઘટે છે.

આપણને ઘણીવાર એમ કહેવામાં આવે છે કે આપણે સામ્રાજ્ય-

વાદની કલ્પનાને બદલે રાષ્ટ્રસમૂહની કલ્પના ખીલવવી જોઈએ. આ શબ્દ આપણે હૈયે ઊતરી જાય છે, કેમકે આ દુનિયામાં એક મોટો રાષ્ટ્રસમૂહ રચાય એવી આપણી સહુની ઇચ્છા છે. પણ કોઈ સામ્રાજ્ય ધીરે ધીરે રૂપાન્તર પામીને રાષ્ટ્રસમૂહ બની જશે, ને છતાં તેનું આર્થિક ને રાજકીય મંડાણ તો અસલના જેવું જ કાયમ રહેશે, એવું જો આપણે માનતા હઈએ, તો મને લાગે છે કે આપણે મોટી ભ્રમણામાં પડેલા છીએ. સામ્રાજ્યમાંથી આવા રાષ્ટ્રસમૂહનો જન્મ થવો અસંભવિત છે. રાષ્ટ્રસમૂહનાં માબાપ તો જુદાં હોવાં જોઇએ.

બ્રિટિશ રાષ્ટ્રસમૂહ અથવા 'કૉમનવેલ્થ'માં કેટલાક દેશો એવા છે જે લગભગ સ્વતન્ત્ર છે. પણ આપણે એ પણ ભૂલવું ઘટતું નથી કે બ્રિટિશ સામ્રાજ્યમાં એક વિશાળ પ્રદેશ ને એક વિશાળ વસતી એવાં છે જે પૂરેપૂરાં પરાધીન છે, અને આ પરાધીન પ્રજા ધીરેધીરે કરીને એ રાષ્ટ્રસમૂહમાં સરખા હિસ્સાની ભાગેદાર બનવાની છે એમ જો તમે માનિતા હો, તો તમને મુશ્કેલીઓના મોટા પહાડ એની આડે ઊભેલા દેખાશે. તમે જોશો કે એ ક્રિયા બને તેમ કરીને કદાચ રાજકીય ક્ષેત્રમાં સધાય, તોપણ ઘણાં આર્થિક બંધનો તો રહી જ જશે. એ બંધનોનો સ્વતન્ત્ર રાષ્ટ્રસમૂહની કલ્પના સાથે મેળ નહીં ખાય; તે આ તાબેદાર લોકોને સાચી આઝાદી ભોગવવા નહીં દે, ઊલટું આ પ્રજાઓની ઇચ્છા હોય તોપણ તેમની આર્થિક વ્યવસ્થા બદલતાં તેમને આ બંધનો રોકશે, અને તેમના સામાજિક પ્રશ્નોનો ઉકેલ આણતાં તેમને અટકાવશે.

હું માનું છું આપણામાંનો દરેક જણ આવા રાષ્ટ્રસમૂહની તરફેણમાં છે. પણ એ સમૂહ થોડાક દેશો ને રાષ્ટ્રો પૂરતો મર્યાદિત રહે એવો પ્રયાસ આપણે શા સારુ કરવો જોઈએ? એનો અર્થ એ છે કે તમે એક સમૂહનો સામનો કરવા માટે બીજો સમૂહ ઊભો કરો છો. બીજા શબ્દોમાં કહીએ તો, તમે સામ્રાજ્યની કલ્પના ઉપર જ ઇમારત રચી રહ્યા છો, અને એક સામ્રાજ્ય બીજા સામ્રાજ્ય

સાથે અથડામણમાં આવે છે. એથી એક સમૂહની અંદર લડાઈ થવાનું જોખમ ઓછું થાય છે ખરું, પણ સામસામા સમૂહ વચ્ચે લડાઈ થવાનું જોખમ વધે છે.

એટલે, આપણે જો ખરેખરા રાષ્ટ્રસમૂહની દૃષ્ટિએ વિચાર કરીએ, તો આપણે સામ્રાજ્યવાદની કલ્પનાઓનો અચૂક ત્યાગ જ કરવો જોઈએ, અને નવા પાયા પર નવેસર રચના કરવી જોઈએ એ પાયો તે સર્વ પ્રજાઓ માટે સંપૂર્ણ આઝાદીનો હોય એવી વ્યવસ્થાને ખાતર દરેક રાષ્ટ્રે, બીજાંઓ સાથે મળીને, પોતાના આધિપત્યના કેટલાક અંશો છોડી દેવાને તૈયાર રહેવું જોઈએ આ ધોરણ પર આપણે સામુદાયિક સલામતી મેળવી શકીએ ને શાન્તિની સ્થાપના કરી શકીએ.

આજે એશિયામાં, આફ્રિકામાં ને બીજે મોટી વસતીઓ પરાધીનતામાં પડેલી છે. એ પરાધીનતાને આપણે દૂર ન કરીએ, ને સામ્રાજ્યવાદી કલ્પનાઓ નાબૂદ ન થાય, ત્યાં સુધી આપણે જોઈશું કે એ વસ્તુ શાન્તિના શરીરમાં કાંટાની પેઠે ભોંકાયાં કરશે.[1]

આફ્રિકામાં તેમજ બીજે જે 'મેંડેટ'ની પદ્ધતિ ચાલે છે તે હું માનું છું બહુ ભયાનક કલ્પના છે, કેમકે તે રૂપાળા નામ તળે બૂરી વસ્તુને ઢાંકે છે. વસ્તુતાએ જોતાં એ જુદા રૂપમાં ચાલુ રહેલું સામ્રાજ્યવાદી તન્ત્ર જ છે. એક માણસને બીજાનો ટ્રસ્ટી બનાવવો, ને તેમાંથી એને લાભ ઉઠાવવા દેવો, એમાં હમેશાં જોખમ રહેલું છે. સંભવ છે કે કેટલાક દેશોમાં, જ્યાં તમે સંપૂર્ણ આઝાદીની સ્થાપના કરવા માગતા હો ત્યાં, એક જ પ્રકારનું રાજ્યતન્ત્ર જેટલું

૧ પહેલા મહાયુદ્ધ પછી, રાષ્ટ્રસંઘે એશિયા ને આફ્રિકાના કેટલાક પ્રદેશોનો વહીવટ પોતાના તરફથી યુરોપનાં કેટલાક વિજેતા રાષ્ટ્રોને સોંપેલો તેને 'મેંડેટ' (અર્થાત્ હુકમ કે આજ્ઞા) નામ અપાયેલું. મતલબ એ કે તે તે રાજ્યો રાષ્ટ્રસંઘની વતી એ દેશોનો કારભાર ચલાવતા, ને તેમને 'મેંડેટરી' એ નામે ઓળખવામાં આવતા —અનુવાદક

જલદી એક ઠેકાણે સ્થપાય તેટલું જલદી બીજે ન સ્થપાવા પામે. તોપણ તમારે દરેક તાબેદાર પ્રજાને પૂરેપૂરી આઝાદી આપવાને ધોરણે શરૂઆત કરવી જોઈએ; ને પછી જરૂર પડે તો જે રીત વહેવારુ હોય તે રીતે તેમને મદદ આપવી જોઈએ. હું પોતે તો આવી મદદ આવતી હોય તેના પ્રત્યે અવિશ્વાસની નજરે જોઉં છું; છતાં પ્રસંગોપાત એવી મદદની જરૂર પડે એ બનવાજોગ છે. પણ આ 'મૅન્ડેટ' પદ્ધતિ વાટે તમે રસ્તો કાઢી શકશો એવું હું માનતો નથી, કેમકે જે પાયા પર સામ્રાજ્યવાદની રચના થયેલી છે તેના જ પાયા પર આ પદ્ધતિની પણ ઇમારત ઊભી થઈ છે.

આજે આવી પડેલા વિષમ પ્રસંગને લીધે જુદી જુદી પ્રજાઓમાં જે ઐક્યની ભાવના વધતી જાય છે, અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે બન્ધુત્વ ને સોબતીપણાનો જે ભાવ પેદા થઈ રહ્યો છે, તેની વાત હું તમને કરી ગયો. જે પ્રજાઓ મિત્રભાવે રહેવા માગે છે તેમને અળગી રાખવાથી, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો આ બન્ધુભાવ વધતો અટકશે. હિંદના લોકો જમાનાઓ થયાં ચીનના લોકો પ્રત્યે ભારે મિત્રતા ધરાવતા આવ્યા છે. તેમની વચ્ચે કદી લડાઈટંટો થયો નથી. જે મિત્રે અહીં ચીનની પ્રજા તરફથી અભિનન્દન પ્રદર્શિત કર્યાં તેમની એક ભૂલ સુધારવાની છૂટ હું લઉં? તેમણે કહેલું કે ચીનીઓ ભારતવર્ષમાં બારમી સદીમાં આવેલા. એ ભાઈએ એમની ગણતરીમાં એક હજાર વરસનું ગોથું ખાધું. ચીનીઓ તો એથી એક હજાર વરસ અગાઉ હિંદમાં આવેલા, અને તેમની એ મુલાકાતોના હેવાલ તેમનાં પુસ્તકોમાં આપેલા હજી પણ આપણી પાસે મોજૂદ છે. આમ અમારી બે પ્રજાઓ વચ્ચે આ લાંબા કાળનો સંપર્ક હતો. પણ, તે ઉપરાંત, ચીનમાં તેમજ દુનિયામાં થોડા વખતથી જે કટોકટીનો મામલો ઊભો થયો છે તેને લીધે અમે એકબીજાની ઘણા વધારે નજીક આવ્યા છીએ. અમે હળીમળીને રહેવા માગીએ છીએ, અને જગતની શાન્તિ ને પ્રગતિ માટે સાથે કામ કરવાનું અમને ગમે એમ છે.

અમારી જો ઇચ્છા હોય, તો અમે તે પ્રમાણે શા સારુ ન કરી શકીએ ?

એટલે તમે જો આજની દુનિયા તરફ નજર નાખો, તો તમને એવા દેશો દેખાશે જે આખા જગત માટેના એક તન્ત્રમાં ભળવા રાજી નહી હોય. પણ એટલા માટે આપણે એવુ જગદ્વ્યાપી તન્ત્ર રચવાની શરૂઆત ન કરવી, ને તેને અમુક રાષ્ટ્રો પૂરતું મર્યાદિત રાખવું, એવુ જરાયે નથી.

એટલે આપણે મર્યાદિત રાષ્ટ્રસમૂહની કલ્પના સામે ઝુંબેશ ચલાવવી જોઈએ, અને વિશાળ રાષ્ટ્રસમૂહની કલ્પના ખીલવવી જોઇએ. ત્યારે જ આપણે સામુદાયિક સલામતીનું આપણું જે ધ્યેય છે તે સિદ્ધ કરી શકીશુ આપણે સામુદાયિક સલામતી જોઈએ છે એમાં શંકા નથી; પણ હુ મારો અર્થ સાવ સ્પષ્ટ કરવા માગુ છુ. એ અર્થ તે મિ નેવીલ ચેમ્બરલેને એમાં આરોપેલો અર્થ નથી. સૌથી પહેલુ તો, સામુદાયિક સલામતીની મારી કલ્પના એવી નથી કે અન્યાયના પાયા પર રચાયેલી જે સ્થિતિ આજે છે તેની તે જ કાયમ રાખવી. એ રીતે આપણને સલામતી મળી શકે એમ નથી એ સલામતી મેળવવી હોય, તો સામ્રાજ્યવાદ અને ફાસીઝમને નાબૂદ કર્યા વિના છૂટકો નથી

આજે આપણે જગતમાં અસાધારણ પરિસ્થિતિ જોઈ એ છીએ. આપણે જોઈએ છીએ કે જે માણસો દેખીતા બુદ્ધિશાળી છે તે એકબીજાથી ઊલટી નીતિને અનુસરે છે, અને જગતનાં ગોટાળા ને અંધાધૂધીમાં ઉમેરો કરે છે આ દેશમાં, એટલે કે વિલાયતમાં, આપણે પરદેશો પ્રત્યેની અસાધારણ રાજનીતિ અમલમાં આવતી જોઇ છે તમે ઘણાખરા એની સામે છો. છતા એવી વસ્તુ બનવા પામે છે એ વિચિત્ર વાત છે, અને બહારના માણસને તો તે સમજવી ઘણી કઠણ લાગે છે કોઈ પણ દષ્ટિબિન્દુથી તે સમજવી અઘરી છે આજે આપણે બ્રિટનમાં જે સરકાર જોઈએ છીએ તે બ્રિટિશ સામ્રાજ્યને

કાયમ ટકાવી રાખવા માગતી હોય એમ લાગે છે; અને તે જે રીતે વર્તે છે તેનાથી એ સામ્રાજ્યના હિતને નુકસાન થાય એવું છે.

મને એ સામ્રાજ્ય ટકાવી રાખવામાં રસ નથી; મને તો એ સામ્રાજ્યનો યોગ્ય રીતે અન્ત આણવામાં રસ છે.

લોકો કદાચ બ્રિટનની એ નીતિમાં સંમતિનો સૂર પૂરતા હોય, કેમકે તેમના મનમાં તો સામ્રાજ્યવાદ અને ફાસીઝમ વચ્ચે ગોટાળો છે. સામ્રાજ્યવાદ જ્યારે ભીડમાં આવી પડે ત્યારે તેને ફાસીઝમના પક્ષમાં ભળ્યા વિના છૂટકો નથી, એ બતાવનારો આ એક મહત્ત્વનો દાખલો છે એ બેને તમે જુદાં રાખી શકો એમ નથી. આજે મોટા મોટા પ્રશ્નો જગતની સામે આવીને ખડા થયેલા છે. એવે વખતે સામ્રાજ્યવાદીઓ, જેમનાં મનમાં વર્ગભેદનું ભાન અગાઉ કદી હશે એના કરતાં આજે વધારે જાગેલું છે, તેઓ પોતાના વર્ગના સ્વાર્થોને સાચવી રાખવા માગે છે; અને તેમ કરવા જતાં ભવિષ્યમાં પોતાના સામ્રાજ્યવાદી સ્વાર્થની સલામતી ને રક્ષાને ધક્કો લાગે એની પરવા કર્યા વિના, એ જોખમ ખેડે છે.

તેથી આપણે છેવટે આ નિર્ણય પર આવીએ છીએ· આપણે આપણી ઈમારતની રચના સાચા પાયા પર કરવી જોઈએ, અને જે ખરેખરું અનિષ્ટ છે તેને જડમૂળથી નાબૂદ કરવું જોઈએ. આપણે સમજવું જોઈએ કે મધ્ય યુરોપ, ચેકોસ્લોવેકિયા, સ્પેન, ચીન, અને બીજા ઘણા પ્રશ્નોનો ભેગો વિચાર થવો જોઈએ, ને એ આખો એક પ્રશ્ન ગણાવો જોઈએ.

બીજા એક સવાલને વિષે પણ હું તમને યાદ દેવડાવું? આપણા આજના વિષયને અંગે આપણે કદાચ એનો ઘણો વિચાર નહીં કરતા હઈએ, પણ આ દિવસોમાં તે આપણી નજર આગળ ઘણી વેળા આવીને ઊભો રહે છે. આ સવાલ તે પૅલેસ્ટાઈનનો છે એ અટપટો સવાલ છે; ને આપણે તેને આરબ અને યહૂદી વચ્ચેનો ઝઘડો ગણી એ દૃષ્ટિએ તેનો વિચાર કરવા વધારેપડતા

પ્રેરાઈએ, એ સંભવિત છે સૌથી પહેલાં તો હું તમને એક હકીકત યાદ દેવડાવું ? ગયાં બે હજાર વરસ દરમ્યાન પૅલેસ્ટાઈનમાં આરબો ને યહૂદીઓ વચ્ચે કશો ખરેખરો ઝઘડો થયો જ નથી એ સવાલ તો થોડા જ વખતથી, ગયા મહાયુદ્ધ પછી, ઊભો થયો છે પાયામાં જ એ સવાલ પૅલેસ્ટાઈનમાં ચાલી રહેલા બ્રિટિશ સામ્રાજ્યવાદે ઊભો કર્યો છે એ વાત તમે લક્ષમાં નહી રાખો, તો તમે એનો ઉકેલ આણી શકવાના નથી તેમજ એનો ઉકેલ બ્રિટિશ સામ્રાજ્યશાહીને હાથે આવે એવો પણ સંભવ નથી

આ સવાલને અંગે રાગદ્વેષનો અગ્નિ ભભૂકી ઊઠ્યો છે એને લીધે અત્યારે એ કંઈક કઠણ થઈ પડ્યો છે, એ સાચું. ત્યારે પૅલેસ્ટાઈનમાં ખરો સવાલ શો છે ?

યહૂદીઓ ત્યાં પડેલા છે યહૂદીઓને વિષે આપણને દરેક જણને બારેમાં બારે સહાનુભૂતિ છે. અત્યારે વિશેષ છે, કેમકે યુરોપના અનેક દેશોમાં તેમના પર જુલમ ગુજરવામાં આવે છે, ને તેમને ત્યાંથી હદપાર કરવામાં આવે છે યહૂદીઓએ ઘણી ભૂલો કરી છે એ સાચું, પણ તેઓ પૅલેસ્ટાઈનમાં આવ્યા ત્યારથી તેમણે એ દેશની પુષ્કળ સેવા કરી છે પણ તમારે એ યાદ રાખવું જોઈએ કે પૅલેસ્ટાઈન એ મુખ્યત્વે આરબોનો દેશ રહ્યો છે, અને આજની હિલચાલનો પાયો તપાસતાં જણાય છે કે એ આરબોની આઝાદીની લડત છે એ આ બો ને યહૂદીઓ વચ્ચેનો સવાલ નથી મૂળમાં એ આઝાદી માટેની જ લડત છે. તમે કદાચ જાણતા હશો કે આરબ મુસ્લીમો ને ખ્રિસ્તીઓ બન્ને પૂરેપૂરા ઐક્ય સાથે આ લડતમાં ભળેલા છે તમને કદાચ એ પણ ખબર હશે કે જે જૂના યહૂદીઓ ગયા મહાયુદ્ધ પહેલાં પૅલેસ્ટાઈનમાં રહેતા હતા તેમણે આ લડતમાં બહુ જ ઓછો—નહી જેવો—ભાગ લીધો છે, કેમકે તેઓ તો પોતાના આરબ પડોશીઓ જોડે નિત્યના સમાગમમાં રહેતા છે આરબો પાસેથી એમનો દેશ છીનવી લેવાનો કંઈ પણ પ્રયત્ન થાય તો તેઓ

એનો વિરોધ કરે, એ સાવ સમજી શકાય એવી વાત છે. એવો વિરોધ તો કોઈ પણ પ્રજા કરે. આયર્લંડ, સ્કૉટલંડ કે ઇગ્લંડનો વતની એમ જ કરે આરબોને પોતાના દેશની બહાર હડસેલી મુકાવું ગમતું નથી, તેમજ તેમને સ્વરાજ ને આઝાદીની તમન્ના છે, એ જ ખરો સવાલ છે.

આમ આરબોએ આ હિલચાલ આદરેલી તો સ્વદેશની આઝાદી માટે. પણ બ્રિટન પોતાના હાથમાંની બાજી એવી ચાલાકીથી ખેલ્યું કે આ ઝઘડો તે આરબ અને યહૂદી વચ્ચેનો ઝઘડો બની ગયો, અને બ્રિટિશ સરકાર પોતે સરપંચનો ભાગ ભજવવા બેસી ગઈ.

પૅલેસ્ટાઈનના સવાલનો ઉકેલ એક જ રીતે આવી શકે એમ છે. આરબો ને યહૂદીઓએ બ્રિટિશ સામ્રાજ્યવાદ તરફ દુર્લક્ષ કરવું જોઈએ, ને માંહોમાંહે પતાવટ કરવી જોઇએ. હું પોતે તો માનું છું કે ઘણા આરબો ને યહૂદીઓ એવા છે જે આ સવાલનો ઉકેલ આ રીતે આણવા ઇચ્છે છે. દુર્ભાગ્યે, હમણાં હમણાં બનેલા બનાવોએ જે મુસીબતો ઊભી કરી છે તેનો સામ્રાજ્યવાદી લોકોએ લાભ ઉઠાવ્યો છે; અને કદાચ આરબો ને યહૂદીઓને ભેળા થતાં કંઇક વખત લાગશે. પણ આપણે આ દૃષ્ટિબિન્દુ પર ભાર મૂકીને આટલી વાતો સ્પષ્ટ કરવી જોઇએ: (૧) આરબ પ્રજાને કચડીને આ સવાલનો ઉકેલ લાવી શકાય એમ નથી; (૨) તેનો ઉકેલ બ્રિટિશ સામ્રાજ્યવાદને હાથે આવવાનો નથી, પણ બે મુખ્ય પક્ષો ભેળા થશે ને માંહોમાંહે સમાધાન પર આવશે તો જ એનો ઉકેલ આવશે.

જે અનેક દેશો તાબેદાર છે તેનો ઉલ્લેખ હું કરવા માગતો નથી. તેમજ જે દેશોમાં બીજી સામાજિક ઉપાધિઓ છે તેનો પણ નિર્દેશ મારે કરવો નથી; કેમકે એવી ઉપાધિઓ તો લગભગ દરેક દેશમાં છે. સંભવ છે કે આપણે આગળ ઉપર એમના સવાલોનો વિચાર કરી શકીએ. પણ હું એમ તો ખસૂસ માનું છું કે આપણે

આફ્રિકાના દેશોને ભૂલવા ન જોઈએ કેમકે જગતની કોઈ પ્રજાએ આફ્રિકાના લોકો જેટલુ દુખ નહીં ભોગવ્યુ હોય, અથવા કોઈ પણ પ્રજા તેમના જેટલી ચુસાવા નહી પામી હોય

સંભવ છે કે આ શોષણમાં કેટલેક અંશે માગ દેશભાઈઓએ પણ ભાગ લીધો હોય એને માટે મને ખેદ થાય છે અમે હિંદના લોકો જે નીતિને અનુસરવા માગીએ છીએ તે આ છે હિંદમાથી કોઈ માણસ કોઈ પણ દેશમા — બ્રહ્મદેશમાં, પૂર્વ આફ્રિકામાં, કે દુનિયાના બીજા કોઈ પણ ભાગમા — જાય, ને તે દેશના લોકોની ઇચ્છા વિરુદ્ધ ત્યાં કામ કરે, એવુ અમે ઇચ્છતા નથી હુ માનું છું દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓએ ઘણુ સારુ કામ કર્યુ છે એમાંના કેટલાકે ભારે નફો પણ મેળવ્યો છે હુ માનું છુ આફ્રિકામા કે બીજે હિંદીઓ સમાજના ઉપયોગી સભ્યો બની શકે એમ છે પણ તેમનું ત્યાં રહેવુ અમે વધાવી લઈએ એને માટે એક શરત અનિવાર્ય છ, અને તે એ કે આફ્રિકાના લોકોના હિતનો વિચાર સૌથી પહેલો થવો જોઇએ

હુ માનું છુ તમે એટલુ તો સમજો છો કે જો હિંદ આઝાદ હોય, તો આખી દુનિયામાં સામ્રાજ્ય વિષેની કલ્પનામાં જબરદસ્ત ફરક પડી જાય, અને તેનાથી સર્વ તાબેદાર પ્રજાઓને લાભ થવા પામે

આપણે હિંદ, ચીન અને બીજા દેશોનો વિચાર કરીએ છીએ, પણ આફ્રિકાને ભૂલી જઇએ એ બહુ જ સંભવિત છે એ લોકોને તમે ધ્યાનમા રાખો એમ હિંદના લોકો ઇચ્છે છે આમરે તો હિંદના લોકો સર્વ પ્રગતિમાન પ્રજાઓની મદદ અને સહાનુભૂતિને આવકાર આપે ખરા, પણ આજે તો કદાચ તેમનામાં પોતાની લડાઈ લડી લેવા જેટલુ બળ હશે પણ આફ્રિકાની કેટલીક પ્રજાઓને વિષે એ વાત સાચી ન હોય તેથી આફ્રિકાના લોકો વિષે આપણે ખાસ વિચાર કરવો ઘટે છે

મેં જે વિચારો રજૂ કર્યા છે તેમાં ઘણે ભાગે તમે ઘણાખરા સંમત થશો. આ સભાગૃહની બહાર ઘણા લોકો કદાચ એમાં સંમત ન થાય. ઘણા લોકો કદાચ કહે કે આ તો આદર્શવાદી કલ્પનાઓ છે, ને તેને અર્વાચીન જગત જોડે કશી લેવાદેવા નથી. એના કરતાં વધારે મૂર્ખાઈવાળો કોઈ ખ્યાલ હોઈ શકે એમ મારા માન્યામાં આવતું નથી. આપણે આ રીતે કામ લઈને જ આજે આપણા સવાલોનો ઉકેલ આણી શકીશું. સમાજ અને રાજ્યના પાયાને સ્પર્શ કરનારા પ્રશ્નો ઉઠાવ્યા વિના તમે એનો ઉકેલ આણી શકશો એમ જો તમે માનતા હો, તો તમે ભારે ભૂલ કરો છો

આ સવાલો જોડે કામ લેવામાં ઉપયોગી નીવડે એવો આ એક આજનો નાનકડો દાખલો છે. મોરોક્કોનો જે ભાગ સ્પેનને તાબે છે ત્યાં વસતા મૂર લોકોનો એ દાખલો છે. એમના સવાલનો ઉકેલ આણવામાં વિલંબ થયો. સ્પેનમાંની ફાસિસ્ટ ટોળકીએ એનો લાભ લઈ આ ગરીબ અભાગી મૂરોને ભરમાવ્યા. તેમણે એ મૂરોને જાત-જાતનાં ખોટાં વચનો આપ્યાં; અને જે લોકો એમને આઝાદી આપે એવો સંભવ હતો તે લોકો પર હુમલો કરવા તેમને પોતાના પક્ષમાં ભેળવ્યા. એટલે જો આ સવાલનો યોગ્ય રીતે ઉકેલ આણવામાં નહીં આવે, તો આ જાતનો બનાવ ફરીફરીને બન્યાં જ કરશે.

કોઈ તાબેદાર દેશની પોતાની પ્રજા પરાધીન દશામાં પડી હોય તે વખતે બીજાઓની આઝાદી વિષે એ દેશ ઉત્સાહ બતાવે એવી અપેક્ષા આપણાથી ભાગ્યે જ રાખી શકાય.

એટલે હિંદમાં અમે સાફસાફ કહી દીધું છે, ને મહાસભાએ જાહેર કર્યું છે, કે તે પોતે કોઈ પણ સામ્રાજ્યવાદી યુદ્ધમાં કશો જ ભાગ ભજવી નહીં શકે. જ્યાં સુધી હિંદ પરાધીન છે ત્યાં સુધી, જે લડાઈથી કોઈ સામ્રાજ્યનું જોર વધવામાં મદદ થાય એમ હોય તે લડાઈમાં તે માણસો ને સાધનસામગ્રી આપે એવી આશા એની પાસેથી રાખવી એ હાસ્યાસ્પદ વસ્તુ છે. આ પરિસ્થિતિનો ઉકેલ

આણવાનો સાચો રસ્તો તો એ છે કે સામ્રાજ્યવાદને જડમૂળથી નાબૂદ કરવો, તાબેદાર પ્રજાઓને પૂરી આઝાદી આપવી, અને પછી તેમની સાથે મિત્રભાવે વાત કરી તેમની સાથે સમાધાન પર આવવું. એ રીતે તેમની જોડે કામ લેવામાં આવે, તો તેઓ મિત્ર બનીને રહેશે. નહી તો હમેશાં ઘસતા, ટંટાફિસાદ, ને લડાઇ જ થયાં કરશે, અને જ્યારે ખરો અણીનો પ્રસંગ ઊભો થશે ને માથે સંકટ આવી પડશે, ત્યારે જાતજાતના ગૂંચવાડા ઊભા થશે, ને પછી શું થશે એ કહેવું સહેલું નથી. તેથી હું તમને એટલું યાદ રાખવા ને સમજવા વીનવું છું કે આપણે આજે દૂરદૂરના, આદર્શના ક્ષેત્રમાં વસતા, ઉકેલોની વાત નથી કરતા, પણ ચાલુ સવાલોની ચર્ચા કરીએ છીએ, અને આપણે જો તેના પ્રત્યે દુર્લક્ષ કરીશું ને એ સવાલોનો વિચાર કરવો ટાળીશું, તો તેથી નુકસાન આપણને પોતાને જ થવાનું છે.

## ૮. ગાંધીજીનો જમાનો

કેટલાક મહિના પર શ્રી. રાધાકૃષ્ણને મને લખ્યું હતું કે તેઓ ગાંધી જયંતી માટે એક ગ્રન્થ તૈયાર કરી રહ્યા છે ને તેમાં દુનિયાના ઘણાખરા મોટા માણસો ગાંધીજીને વિષે લખશે. મને પણ એમણે એ ગ્રંથને માટે એક લેખ લખવાનું કહ્યું હતું હું કંઈક તૈયાર થયો, પણ તોયે મારા મનમાં એક જાતની આનાકાની થતી હતી. ગાંધીજીને વિષે કંઈ પણ લખવું એ મારે માટે સહેલી વાત નહોતી. પછી તો હું એવી જંજાળોમાં ફસાઈ ગયો કે લખવાનું વધુ કઠણ થઈ પડ્યું. ને છેવટે મેં એવો કંઇ લેખ લખ્યો નહીં.

એમ તો હું ઘણીવાર કંઈક ને કંઈક લખતો રહું છું, ને લખવામાં મને રસ પણ છે. પછી આ આનાકાની કેવી? ક્યારેક મેં ગાંધીજી વિષે પણ લખ્યું છે. પણ હું જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ આ લેખ લખવાનું મારું ગજું નથી એમ જ મને લાગતું ગયું. હા, કેટલીક ઉપરઉપરની વાતો જે દુનિયા જાણે છે તેની પુનરુક્તિ કરવી એ સહેલું હતું ખરું, પણ એથી ફાયદો શો? ઘણીવાર એમની કેટલીક વાતો મારી સમજમાં ન આવી. કેટલીક બાબતોમાં એમની સાથે મતભેદ પણ પડ્યો. અમુક વખતથી હું એમની સાથે રહ્યો, એમની દેખરેખ નીચે મેં કામ કર્યું, એમની છાપ મારા પર પડી, મારા વિચારો બદલાયા, ને રહેણી પણ બદલાઈ. જિંદગીએ પાસું ફેરવ્યું, મન આગળ વધ્યું, કંઇક ઊંચે ચડ્યું, ઓમોમાં તેજ આવ્યું, નવા રસ્તા જોયા, ને એ રસ્તાઓ પર લાખો ને કરોડોની સાથે હારોહાર હું ચાલ્યો. જે પુરુષ હિંદુસ્તાનના ને મારા એક અંશરૂપ થઈ ગયા ને જેમણે પોતાનો જમાનો ઘડ્યો તેમને વિષે હું શું લખું?

આપણે જોઓ આ જમાનામાં ઊછર્યા ને એની અસર તળે

મોટા થયા તેઓ એનો આંક કેવી રીતે બાંધી શકે? આપણી રગેરગમાં એની છાપ પડી છે, ને આપણે સહુ એના ટુકડા છીએ.

હિંદુસ્તાનની બહાર હું જ્યાં જ્યાં ગયો — પછી ભલે એ યુરોપનો કોઈ દેશ હોય, કે ચીન હોય, કે બીજો કોઈ મુલક હોય— બધે પહેલો સવાલ મને એ જ પુછાતો : "ગાંધી કેમ છે? અત્યારે શું કરે છે?" દરેક જમાએ ગાંધીજીનું નામ પહોંચ્યું હતું, ગાંધીજીની ખ્યાતિ પહોંચી હતી. પરદેશીઓને મન ગાંધી હિંદુસ્તાન હતા, ને હિંદુસ્તાન ગાંધી હતું. એમને લીધે આપણા દેશની ઇજ્જત વધી, તેનો દરજ્જો વધ્યો. દુનિયાએ કબૂલ કર્યું કે એક અજબ ઊંચા દરજ્જાનો પુરુષ હિંદુસ્તાનમાં પેદા થયો છે, ત્યારથી અંધારામાં તેજ પ્રગટ્યું છે. જે સવાલ લાખો માણસોનાં મનમાં હતા ને તેમને સતાવી રહ્યા હતા તેના જવાબોની કંઈક ઝાંખી થવા પામી. એ જવાબનો અમલ આજે નહીં થાય તો કાલે થશે, પરમ દિવસે થશે. એ જવાબોમાં બીજા પણ જવાબ ભળશે, અંધારામાં બીજું પણ તેજ પડશે; પણ આ પાયો પાકો છે, ને એના પર જ ઇમારત ઊભી થશે.

આજકાલ દુનિયામાં લડાઈની આંધી ફેલાઈ રહી છે, ને દરેક જણને માટે મુસીબત ને કસોટીનો વખત છે. આપણે શું કરવું એ સવાલ દરેક હિંદીની સામે પડેલો છે. સમય એનો જવાબ આપશે. પણ આપણે જે કંઈ કરીએ તેની જડ તો આપણે આ જમાનામાં શીખેલા સિદ્ધાન્તો પર જ હોવી જોઈએ. આપણે મોટામોટાં કામોમાં પડ્યા, પહાડોનાં ઊંચાં શિખરો તરફ નજર નાખી, ને લાંબાં ડગલાં ભરતા આગળ વધ્યા. પણ સફર લાંબી છે. એને માટે આપણે પણ ઊંચા થવાનું છે, ને નાની નાની વાતોમાં પડી આપણા દેશને નાનો બનાવવાનો નથી+

૧૯૩૯

+ રાધાકૃષ્ણન-સંપાદિત 'મહાત્મા ગાંધી'ના હિંદી અનુવાદ 'ગાંધી-અભિનંદન-ગ્રંથ' (પ્રકાશક—સસ્તા સાહિત્ય મંડલ, નવી દિલ્હી)ને માટે ખાસ પ્રસ્તાવના.

## ૯. કોમી સવાલ *

આ દરમ્યાન બ્રિટિશ સરકારે બીજી એક મહત્ત્વની ચાલ શરૂ કરી. તેણે પ્રજાનું ધ્યાન રાજકીય સવાલ પરથી કોમી સવાલ તરફ વળાવ્યું. મહાયુદ્ધ શરૂ થયું ત્યારથી જે સવાલ મહત્ત્વનો થઈ પડ્યો હતો તે કેવળ રાજકીય હતો — હિંદની આઝાદી, અને રાજ્યબંધારણ ઘડવાનો તેની પ્રજાનો હક, એટલી એક જ વાત એમાં હતી. કોમી સવાલ તેના પોતાના ક્ષેત્રમાં મહત્ત્વનો હતો ખરો, પણ તેને આ રાજકીય વિષય જોડે કશી લેવાદેવા નહોતી. પણ બ્રિટિશ સરકારે કોમી મુશ્કેલીઓનું ઓઠું લીધું; અને કહ્યું કે પ્રગતિનો વિરોધ કરનારાં અમુક સમૂહો ને લઘુમતીઓની સંમતિ મળશે ત્યારપછી જ રાજકીય સવાલનો આગળ વિચાર કરવામાં આવશે. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ જાહેર કર્યું કે લઘુમતીઓના તથા જુદી જુદી કોમોના હકો ને સ્વાર્થો કબૂલ રાખવા ને તેની રક્ષા કરવા તે પોતે અમે તેટલી હદ સુધી જવા તૈયાર છે — શરત માત્ર એટલી કે હિંદની એકતા, લોકશાહી અને આઝાદીને આંચ ન આવવી જોઈએ. જે લોકો રાજકીય બાબતમાં પ્રગતિનો વિરોધ કરનારા હતા અને આઝાદી ને લોકશાસનની મૂળ કલ્પના જ જેમને અકારી લાગતી હતી, તેમને તો, મહાસભા કોઈ પણ સંજોગોમાં સંતોષ આપી શકે એમ નહોતું. આ કોમી તેમજ રજવાડી સમૂહોએ જેમ ભૂતકાળમાં કરેલું તેમ તેઓ આજે પણ બ્રિટિશ સામ્રાજ્યવાદની પાછળ હારબંધ ઊભા રહ્યા છે, અને પ્રજાના હાથમાં સત્તા આપે એવા કોઈ પણ ફેરફારની સામે થવા માગે છે.

---

* ૧૯૪૦ની ૧લી જાન્યુઆરીએ, 'હિંદની માગણી અને ઇંગ્લંડનો જવાબ' એ મથાળા નીચે લખેલા લાંબા લેખમાંથી આ ભાગ લીધેલો છે. —અનુવાદક

રાષ્ટ્રીય મહાસભાએ પોતાને માટે કશી સત્તા કે કશો ખાસ અધિકાર માગ્યા નહોતા. તેણે તો એટલું જ માગ્યું હતું કે હિંદની આઝાદીને વિષે જાહેરાત કરવામાં આવે; અને પુખ્ત વયના મતાધિકાર અનુસાર છૂટથી ચૂંટાયેલી લોકપ્રતિનિધિ સભાને હાથે હિંદનું રાજ્યબંધારણ ઘડાય. આ સભા જે પ્રતિનિધિઓને ચૂંટે તેઓ બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓને મળે, અને એકબીજાના હિતને લગતા તમામ સવાલોની પતાવટ માટે ને બે સ્વતન્ત્ર રાષ્ટ્રો વચ્ચે તહનામું કરવા માટે વિચારોની આપલે કરે. આખા રાષ્ટ્રની ઇચ્છા શી છે એ નક્કી કરવા માટે, સહુને પૂરી તક મળે એવી, લોકશાસનવાળી રીત આ એક જ હતી. એ સિવાય બીજો કોઈ પણ રસ્તો લેવાય, તો એનો અર્થ એ થાય કે બ્રિટનની અથવા આ દેશમાં વસતા કોઇ ખાસ અધિકારવાળા સમૂહની ઇચ્છા બીજા લોકો પર બળાત્કારે લાદવાની છે.

લઘુમતીઓનો અથવા જુદી જુદી કોમોનો સવાલ વિચારવા જેવો છે. પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે લઘુમતીઓના દાવા કે વાંધા ગમે તે હોય, તેને લીધે કંઈ હિંદની આઝાદી જાહેર કરવામાં બ્રિટનને અંતરાય ન આવી શકે. એવી જાહેરાતમાં તો બ્રિટિશ સરકારના ઇરાદાનું તથા તેના નિશ્ચયનું બયાન કરેલું હોય; અને તે કંઈ લઘુમતીના રક્ષણની આડે આવતું નથી. પણ વ્હાઈટ હોલે તો લઘુમતીના સવાલનું બહાનું કાઢીને કશી જાહેરાત કરવાનું જ માંડી વાળ્યું છે.

હિંદનો આ લઘુમતીનો સવાલ શો છે? 'લઘુમતી' એ શબ્દ ભ્રમજનક છે; જેમકે અહીં યુરોપની પેઠે લોહીના કે ખવાસના ભેદવાળી નાની કોમો કે જાતિઓનો સવાલ નથી. અહીં તો સવાલ ધાર્મિક સમૂહોનો છે; ને એ સમૂહોનું લોહી સામાન્યપણે એક હોઈ, ... એક જ જાતિસમૂહના છે. નાના ધાર્મિક સમૂહો તે ખ્રિસ્તીઓ, પારસીઓ વગેરેના છે. મુખ્ય વિભાગ તે હિંદુ અને મુસલ-

માનના છે. તેમાં હિંદુઓની સંખ્યા કુલ વસ્તીના બે-તૃતીયાંશ જેટલી છે. મુસલમાનો તાત્ત્વિક દૃષ્ટિએ આખા હિંદમાં લઘુમતી છે ખરા; પણ તેમની સંખ્યા આઠ કરોડની છે, ને ઉત્તરના પાંચ પ્રાન્તોમાં તેમની ચોખ્ખી બહુમતી છે. પ્રાન્તિક સ્વરાજ્યમાં તેઓ જો કોમી કે ધાર્મિક ભેદભાવની દૃષ્ટિ રાખીને વર્તે, તો તેઓ આ પાંચ પ્રાન્તો પર અંકુશ રાખી શકે એમ છે વસ્તીની અને રાજ્ય-વહીવટ માટેના પ્રદેશોની વહેંચણી એવી રીતે થયેલી છે કે બંને બાજુ વચ્ચે સમતોલપણું છે, અને બેમાંથી એક પણ મોટી કોમની ઇચ્છા હોય તોયે, તે બીજી પ્રત્યે દુર્લક્ષ કરી શકે કે બૂરું વર્તન કરી શકે એ કલ્પવું મુશ્કેલ છે. એવું કંઈ બને, તો હિંદના બીજા ભાગોમાં તરત જ એની અસર પડ્યા વિના ન રહે

આ બે વિશાળ ધાર્મિક સમૂહો દેશમાં એકબીજાની સામે મોરચા માંડીને ઊભા છે એ કલ્પના જ હાસી ઉપજાવે એવી છે. પણ દુર્ભાગ્યે એટલું ખરું છે કે એની વચ્ચે વખતોવખત, મુખ્યત્વે મોટાં શહેરો ને કસબાઓમાં, ઝઘડા થયા છે એની પાછળ લાંબો ઇતિહાસ પડેલો છે, અને તે ઉપરાંત બ્રિટન આ ભેદભાવની વૃત્તિને ઉત્તેજન આપવાની એકધારી નીતિને અનુસરતું આવ્યું છે. હિંદી રાષ્ટ્રવાદે હિંદને એક બનાવવાનો પ્રયત્ન કર્યો છે, ને તેમાં ઘણે અંશે સફળતા મેળવી છે બીજી તરફ બ્રિટિશ સામ્રાજ્યવાદે એકતાની આડે અંતરાય ઊભા કરવાના પ્રયાસો કર્યા છે. એમાં સૌથી અધિક દુઃખદ એક અંતરાય તો તેણે નોખાં મતદારમંડળો દાખલ કર્યાં તે છે એ ગોઠવણમાં દરેક ધાર્મિક સમૂહ પોતપોતાની કોમના ઉમેદવારોને માટે જુદા જુદા મત આપે છે. આનું પરિણામ એ આવ્યું છે કે ભેદ-ભાવની લાગણીએ કાયમી રૂપ ધારણ કર્યું છે; અને બંને કોમમાં જે વધારે તોફાની કોમી ને ઝનૂની વર્ગો છે તેને ઉત્તેજન મળ્યું છે. રાજકાજમાં પ્રગતિનો વિરોધ કરનારા લોકોએ આ ઝનૂન અને કોમી લાગણીનો ઘણીવાર ગેરલાભ ઉઠાવ્યો છે, ને હજુ પણ ઉઠાવે

છે, અને તેમ કરીને તેઓ પોતાનું કામ કાઢી લે છે.

આ બધું છતાં, વિચાર અને વર્તનમાં રાજકીય એકતા સ્થાપવામાં રાષ્ટ્રીય મહાસભાએ સારી પેઠે સફળતા મેળવી છે. હિંદી આઝાદીનું ધ્યેય સ્વીકારનારા સર્વ હિંદીઓને મહાસભામાં પ્રવેશ કરવાની છૂટ છે, ને તેમાં ધર્મને લગતો કે બીજો કશો ભેદભાવ નથી. મહાસભામાં હિંદુ સભ્યો મોટી સંખ્યામાં છે, એ અનિવાર્ય છે પણ તેના પત્રક પર લાખો મુસલમાન સભ્યો છે. વાયવ્ય સરહદના પ્રાન્તમાં ૯૫ ટકા વસ્તી મુસલમાનની છે ત્યાં મહાસભાનું જોર સૌથી વધારે છે, ને ત્યાં મહાસભાનું પ્રધાનમંડળ હતું.

હિંદુ અને મુસલમાન બંનેને પોતપોતાની કોમી સંસ્થાઓ છે. મુસલમાનોની સંસ્થા તે ઑલ ઇંડિયા મુસ્લીમ લીગ છે. મુસ્લીમ લીગની લગામ પ્રગતિનો વિરોધ કરનારા મુત્સદ્દીઓના હાથમાં છે. તેમણે ગયા વીસ વરસમાં હિંદી આઝાદીની લડતમાં ભાગ લીધો નથી, અથવા લીધો હશે તો નહીં જેવો. તેમણે તો ઘણીવાર એ લડતનો વિરોધ કર્યો છે, ને બ્રિટિશ સામ્રાજ્યવાદનો પક્ષ લીધો છે. મુસ્લીમ લીગ ઉપરાંત બીજી ત્રણ મહત્ત્વની મુસ્લીમ સંસ્થાઓ છે તે રાજકીય દૃષ્ટિએ વધારે આગળ વધેલી છે, તેમણે ઘણી વેળા મહાસભાને સાથ આપ્યો છે, અને આજે તેઓ હિંદની આઝાદીને લોકપ્રતિનિધિ સભાને લગતી મહાસભાની માગણીને પૂરેપૂરો ટેકો આપે છે.

મહાસભાએ તો ફરીફરીને ઠરાવ કર્યો છે કે રાજ્યબંધારણમાં મૂલભૂત કાયદા સામેલ કરીને સર્વ લઘુમતીઓનું પૂરેપૂરું રક્ષણ થવું જ જોઇએ. ધર્મ, અંતરાત્માની સ્વતંત્રતા, સંસ્કૃતિ ભાષા વગેરે દરેક વિષયને અંગે લઘુમતીઓના જેટલા હકો કલ્પી શકાય તે બધાનું રક્ષણ આ રીતે કરવું શક્ય છે તે ઉપરાંત, દરેક જણને લાગુ પડે એવા નાગરિક તરીકેના બીજા જે હકો હોય તે તો જુદા

એવા હકનો જરા પણ ભંગ થાય, તો તેની સામે વરિષ્ઠ અદાલતમાં ફરિયાદ કરી શકાય.

લોકપ્રતિનિધિ સભાને લગતી જે માગણી કરવામાં આવી છે તેમાં લઘુમતીઓના હકોનો ખાસ વિચાર રખાયો છે. એ સભા પુખ્ત વયના મતાધિકાર વડે ચૂંટાય. પણ લઘુમતીઓ પોતાની પસંદગીના પ્રતિનિધિઓ મોકલી શકે એવી ખોળાધરી એમને આપવા સારુ, એવી જોગવાઈ કરવામાં આવી છે કે, તેમની ઇચ્છા હોય તો, તેઓ આ કામમાં નોખાં મતદારમંડળો દ્વારા ચૂંટણી કરી શકે. આ ભેદ વધારનારા તંત્ર પ્રત્યે અમને ભારે અણગમો છે તે છતાં અમે આ ગોઠવણ સ્વીકારી છે. તે ઉપરાંત, એવી પણ સૂચના કરવામાં આવી છે કે કોઈ પણ લઘુમતીના હક પર સીધી રીતે અસર પાડનારા તમામ સવાલોનો નિકાલ માંહોમાંહે પતાવટ કરીને લવાય, ને તેને માટે બહુમતીના મતદારોની મોટી સંખ્યાનો ઉપયોગ ન કરવામાં આવે. કોઈ ખાસ મુદ્દા વિષે એવી પતાવટ ન થાય, તો તે સવાલ રાષ્ટ્રસંઘ, હેગની આંતરરાષ્ટ્રીય અદાલત, કે બંને પક્ષ સ્વીકારે એવી કોઈ પણ તટસ્થ સંસ્થા પર લવાદી માટે મોકલી શકાય.

કોઈ લઘુમતી માટે આથી વધારે સલામતી યોજવાનું માણસની અક્કલની બહાર છે. પણ જો કોઈ લઘુમતીના મનમાં પાકો વિશ્વાસ પેદા કરવાના કે તેનાં હિતની રક્ષા કરવાના કંઇક બીજા ઉપાયો સૂઝશે, તો મહાસભા ખુશીથી તેનો વિચાર કરશે, કેમકે સહુને સંતોષ થાય એવી રીતે આ પ્રશ્નનો ઉકેલ આણવાને મહાસભા આતુર છે પણ હિન્દની આઝાદી કે લોકશાસનનો ઘાત કરે કે હિંદના ભાગલા પાડે એવી કોઈ વાત સ્વીકારી નહીં શકાય. તેમજ કોઈ લઘુમતી બહુમતી પર શિરજોરી કરે કે બહુમતીની ઉપરવટ થઈને પોતાનો જ કક્કો ખરો કરે તે પણ ચલાવી નહીં લેવાય. આખરે બહુમતીને પણ કંઇક હક તો છે જ.

આપણા કોમી અથવા લઘુમતીના સવાલને આગળ કરી તેનો લાભ ઉઠાવવા ટાંપી રહેલો, ને પોતાના હાથમાં સર્વ પ્રકારની રાજદ્વારી બેટો લઈને બેઠેલો, ત્રીજો પક્ષ જો હંમેશાં મોજૂદ ન હોત, તો એ સવાલનો નિકાલ તો ક્યારનો આવી ગયો હોત. જ્યાં લગી હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યવાદ કામ કરી રહ્યો છે ત્યાં લગી સાચા કોમી સમાધાન પર આવવાનું અતિશય મુશ્કેલ છે. બીજો પક્ષ જે કંઈ આપવાની તૈયારી બતાવે તેના કરતાં વધારે આપવાની બ્રિટિશ સરકારની તૈયારી હંમેશાં હોય છે. પ્રગતિનો વિરોધ કરનારાં ને તેમાં વિઘ્નો નાખનારાં દળો આ હકીકતનો ગેરલાભ ઉઠાવે છે, અને દેખીતા કોમી લાભોને માટે રાષ્ટ્રની સ્વતંત્રતા વેચી દે છે. આ જ કારણસર લોકપ્રતિનિધિ સભાને લગતી સૂચના કરવામાં આવી છે. એ સભા જ આખરી સત્તા છે, ને બહારથી કોઈ દખલ કરી શકવાનું નથી, એવી દરેક જણની પ્રતીતિ થશે ત્યારે જ કોમી સવાલનો ઉકેલ આવશે. તે વખતે ઘટનાઓનું દબાણ પરાણે ઉકેલ લાવશે; કેમકે એ ઉકેલ ન આવે તો પરિણામે માંહોમાંહે સંઘર્ષ જ થવાનો એ ચોક્કસ છે."

લોકપ્રતિનિધિ સભા માટે પુખ્ત વયનો, કે લગભગ તેને મળતો, મતાધિકાર હોય એમ ભાર દઈને કહેવામાં આવ્યું છે. આને માટે રાજકીય કારણો તો છે જ. પણ તે ઉપરાંત, કોમી સવાલની દૃષ્ટિએ પણ આવો બહોળો મતાધિકાર ઇચ્છવાજોગ છે. આ સવાલ મૂળે મધ્યમ વર્ગનો સવાલ છે, અને જનસમૂહ પર તેની કશી અસર પડતી નથી. લોકપ્રતિનિધિ સભાના સભ્યો જો જનસમૂહે મૂકેલા હશે, તો તેઓ પોતાની સાથે આર્થિક દૃષ્ટિ લઈ આવશે, અને તેઓ જનસમૂહને લગતા પ્રશ્નોનો વિચાર બીજાઓના કરતાં વધારે પ્રમાણમાં કરશે. હિંદુ તેમજ મુસલમાન ખેડૂત કે મજૂર કે દુકાનદાર કે કારીગર કે વેપારીને એકના એક સવાલોનો વિચાર

કરવાનો રહે છે. તેના કામકાજ કે વેપારને અંગે તે કોમી કે ધાર્મિક ભેદોની પંચાતમાં પડતો નથી આ કારણસર આપણે મર્યાદિત મતદારમંડળનો વિરોધ કરીએ છીએ; કેમકે એવા મતદારમંડળ પર કોમી માનસવાળા, ને પોતાના સાંકડા સ્વાર્થોને ટકાવી રાખવાના નિશ્ચયવાળા, વર્ગો પોતાનો કાબુ જમાવીને બેઠેલા હોય છે.

## ૧૦. કાશ્મીર

> હૃદય મનની મહી રમી રહેલ એ પર્વતો
> દીસે બહુ ડરામણા રુધિરરંગ સધ્યાતણે,
> તથાપિ હિમમાં વસ્યો ચિર અદમ્ય ઉત્સાહ કો
> સદૈવ તલસી રહ્યો ગિરિહિમોતણી શાન્તિને *

છએક વરસ પર હું જેલમાં બેઠો બેઠો મારી જીવનકથા લખતો હતો ને કાશ્મીરની મારી છેલ્લી મુલાકાતનો વિચાર કરતો હતો તે વેળાએ મે વોલ્ટર દ–લા–મેરની આ લીટીઓ ટાંકી હતી. જેલમાં કે બહાર કાશ્મીરનું સ્મરણ મારા મનમાંથી ખસતું નહોતું, અને તેનાં ખીણો ને પર્વતો પર નજર નાખ્યાને મને ઘણાં વરસ વીતી ગયાં હતાં, છતાં તેની છાપ મારા મનના થરો ઉપર કાયમ હતી. ત્યાં ફરીવાર જવાને હું ઝંખી રહ્યો હતો, ને એ ઝંખના સામે મનમાં લડતો હતો અને થતું, મારું જે કામ મારો બધો વખત રોકી રહ્યું છે તે શું મારે તજી દેવું, અને મારી આંખોની પિપાસા ને હૃદયની ખેવનાને તૃપ્ત કરવા કામ છોડીને નાસી છૂટવું ?

દુનિયામાં બનાવો તો અજબ ઝડપથી બન્યે જતા હતા યુરોપમાં લડાઈ આવી, ને તેના પંજા હિંદ ઉપર પણ ફેલાવા લાગ્યા નવા રોયડા ઊભા થયા, નવી મુસીબતો જાગી, અને હું આ બનાવોના પંજામાં વધારે ને વધારે સપડાયે જતો હતો મને થતું, કાશ્મીર જવાની મારી યોજના ફરી પાછી લાંબા વખતને માટે ખોળમે પડશે કે શું ? એ બાવિની સામે મારું મન બળવો પોકારતું હતું એટલે, ફ્રાન્સનું બાવિ તોળાઈ રહ્યું હતું એવે વખતે પણ, હું સરહદ પ્રાન્તમાં, ને ત્યાંથી કાશ્મીર, ગયો

* આ પદ્ય અનુવાદ 'મારી જીવનકથા'ના મહાદેવભાઈના અનુવાદ માંથી લીધો છે

મેં એબટાબાદ થઈને ઝેલમકાંઠા વાટે જવાનો રસ્તો લીધો. રસ્તો ખુશનુમા હતો. ખીણોનો દેખાવ ધીરેધીરે પોતાની પૂરેપૂરી શોભા ને રમણીયતાનું દર્શન કરાવી રહ્યો હતો. પણ હું જમ્મુને રસ્તે, પીર પંજાલનો પહાડ ઓળંગીને ગયો હોત તો કદાચ સારું થાત. આ રસ્તો મોટે ભાગે તો નીરસ છે; પણ પહાડ ઓળંગીને લાંબું બોગદું પાર કરીએ તે પછી જે દેખાવ નજરે પડે છે તેની જાદુઈ શોભા ચિત્તને વશ કરી લે છે. આપણે અંધારામાંથી અજવાળામાં આવીએ છીએ. દૂર દૂર નીચે, કાશ્મીરની ખીણ પડેલી છે. તે આપણાં સ્વપ્નોમાં રહેલી કોઈ અદ્ભુત નગરી જેવી દેખાય છે. તેની આસપાસ ઊંચા ઊંચા પહાડ વર્તુળાકારે ઊભેલા છે; ને તે બહારની ચડાઈ સામે અતિ ચીવટપૂર્વક તેનું રક્ષણ કરે છે.

હું આ રસ્તે ગયો નહીં. મેં લીધેલા રસ્તા પર ગાંભીર્યની છાયા વધારે હતી; ને દેખાવોનો ફેરફાર વધારે ધીમે થતો હતો. પણ મારું મન તો હું ફરીવાર અહીં આવી શક્યો તેના ઉત્સાહથી જ ભરેલું હતું. કોઈ ભાઈ કે સાથી, લાંબી ગેરહાજરી છતાં, હજુ કાશ્મીરનો જ હોય ને સ્વદેશમાં પાછો આવતો હોય એવી રીતે ઠેરઠેર મારું સ્વાગત થયું એ મને ગમ્યું. જે ચિત્રોને મેં દીર્ઘ કાળથી મનમાં સંઘરી રાખ્યાં હતાં તે ખરેખાત જોતાં મને આનંદ થયો. જે પહાડોની નીચે ખીણમાં ઝેલમ નદી યૌવનના મદથી ગર્જના કરતી વહી જતી હતી તે પહાડોમાંથી હું બહાર નીકળ્યો. પાતળા ને રૂપાળા ચોકીદારોના જેવાં પ્રસિદ્ધ ઝાડો ત્યાં આવકાર આપવાને ઊભાં હતાં. સૈકાઓથી વિકાસ પામી રહેલાં રાજ જેવાં ભભકાદાર ને દમામવાળાં દેખાતાં પ્રખ્યાત ચિનારનાં વૃક્ષો પણ ત્યાં મોજૂદ હતાં. તે ઉપરાંત ખેતરોમાં કામ કરતી કાશ્મીરની રૂપાળી સ્ત્રીઓ ને તેમનાં ખૂબસુરત બાળકો પણ હતાં.

અમે શ્રીનગર પહોંચ્યા, ત્યાં બધે હેતભર્યો આવકાર ને મિત્રતાવાળા ચહેરા જોવા મળ્યા. નદીમાં બધે એક મોટા વહાણમાં

બેસીને ચાલ્યા. તેની પાછળ સંખ્યાબંધ 'શિકારા' (કાશ્મીરની ખાસ હોડી) આવતી હતી. નદીના ઘાટનાં પગથિયાં ને ઘરો હર્ષના પોકાર કરતાં પુરુષો, સ્ત્રીઓ ને બાળકોથી ખીચોખીચ ભરેલાં હતાં. મારા પર આ જે પ્રેમની વૃષ્ટિ થઈ તેનાથી મારું હૃદય જાણે જ હાલ્યું હોય એટલું હાલી ઊઠ્યું; અને શ્રીનગરનો દેખાવ નજર આગળ થઈને પસાર થયો તે વખતે મારા અંતરમાં જે લાગણીઓ ઊભરાઈ આવી તેનાથી મારી જીભ સિવાઈ ગઈ. પાછળ હરિ પર્વત ઊભેલો હતો, અને શંકરાચાર્ય અથવા તખ્તે-સુલેમાનનું શિખર દૂર ઊંચે ઊંચે દેખાતું હતું. હું કાશ્મીરમાં આવી પહોંચ્યો હતો.

હું કાશ્મીરમાં બાર દિવસ રહ્યો. આટલા ટૂંકા વખતમાં અમે અમરનાથની ખીણમાં કેટલેક સુધી જઈ આવ્યા, અને લિદ્દારની ખીણમાં કોલાહોઈ હિમપટ સુધી સફર કરી માર્તંડનું પ્રાચીન મંદિર જોયું; અને ચિત્રવિહારના આદર ઉપજાવે એવાં ભવ્ય વૃક્ષો પણ જોયાં. એ વૃક્ષો માનવી ઇતિહાસના ચારસો વરસ થયાં ફાલી રહ્યાં છે. અમે મોગલોના બગીચામાં સહેલ કરી, અને કેટલોક વખત એના સુવાસિત ભૂતકાળમાં ગાળ્યો. ચશ્મે શાહીનું મીઠું પાણી પીધું, ને દાલ સરોવરમાં તરવાની મજા માણી. કાશ્મીરના કુશળ કારીગરોની સુંદર કારીગરી જોઈ. તે ઉપરાંત સંખ્યાબંધ મેળાવડામાં હાજરી આપી, ભાષણો કર્યાં, ને જાતજાતના માણસોને મળ્યા. આ ભૂમિની રમણીયતાએ મને મુગ્ધ કર્યો, ને મારા મન પર એની મોહની છાપ દીધી. હું જાણે ગાંડોતૂર અને સૌન્દર્યનું પાન કરીને મત્ત બન્યો હોઉં એવી રીતે રખડ્યો, અને મારા મનમાં એનો નશો વ્યાપી ગયો.

કોઈ અપાર સૌન્દર્યવાળી રમણી હોય, અને એનું લાવણ્ય લગભગ અતિમાનુષી હોય, ને માણસની વાસનાથી પર અને અસ્પૃષ્ટ હોય, એવું કંઈક સૌન્દર્ય કાશ્મીરની નદીઓ, ખીણો, સરોવરો ને

રહિયાળાં વૃક્ષોનું છે. તે ઉપરાંત આ અદ્ભુત સૌન્દર્યની બીજી એક બાજુ નજરે પડે છે. એ સૌન્દર્ય મર્દાની છે; અર્થાત્ એને જોઇને પુરુષના સૌન્દર્યની જ ઉપમા સૂઝે છે. એ સૌન્દર્ય તે કઠણ પર્વતો ને કરાડો, હિમાચ્છાદિત શિખરો ને હિમપરો, ને નીચે આવેલી ખીણોમાં ધસી જતા નિર્દય ને બીષણ પ્રવાહોનું છે. એ સૌન્દર્યને સેંકડો મુખ હતાં ને અગણિત આકૃતિઓ હતી; તેમાં નિરંતર ફેરફારો થતા હતા કેટલીકવાર ગમગીન અને ખેદપૂર્ણ દેખાય; કયારેક હાલ સરોવરની સપાટી પરથી ધૂમસ ધીરેધીરે ઊંચે આવે; અને, પારદર્શક બુરખાની પેઠે, પાછળ રહેલા દશ્યની કંઈક કંઈક ઝાંખી કરાવે. વાદળાં કોઇ ગિરિશિખરને આલિંગન કરવા પોતાના હાથ પહોળા કરે, અથવા તો રમતાં બાળકોની પેઠે ચૂપચાપ નીચે સરી જાય. આ નિરંતર બદલાતું દશ્ય હું નિહાળ્યાં કરતો. કેટલીકવાર એની જાદુઈ રમણીયતા મને વિવશ કરી મૂકતી, ને હું લગભગ મૂર્છાના જેવી સ્થિતિ અનુભવતો. હું એની સામે ટગરટગર જોઇ રહેતો ત્યારે મને એ દશ્ય સ્વપ્નસમું ને આભાસરૂપ લાગતું; જે આશાઓ ને ઇચ્છાઓ આપણા મનને ભરી દે છે ને છતાં કવચિત જ ફળીભૂત થાય છે એની સાથે મારું મન એ દશ્યની સરખામણી કરવા લાગતું. સ્વપ્નમાં કયારેક પ્રિયતમાનું મુખ દેખાય ને જાગતાંવેંત અલોપ થઇ જાય એના જેવું એ દશ્ય હતું.

## ૨

હું ચીન ગયો ત્યારે ચીની લોકોના હાથની કળા ને તેમની અત્યંત સુન્દર કારીગરી જોઈને છક થઈ ગયેલો. હિંદ પણ તેના કલાકારો ને કારીગરોને માટે પ્રખ્યાત છે; પણ આ બાબતમાં ચીન ચોક્કસ ચડી જાય એમ મને લાગેલું. કાશ્મીરમાં હું જોઇ શક્યો કે ત્યાં ચીનની બરોબરી કરી શકે એવી કારીગરી છે. કાશ્મીરના કારીગરોની ચપળ આંગળીઓએ બનાવેલી ચીજો કેટલી રૂપાળી છે! એ જોવી

એ એક આનન્દ હતો, ને તેને હાથમાં લેવી એ એક લહાવો હતો.

કાશ્મીર સેંકડો વરસથી તેની શાલોને માટે પ્રખ્યાત છે. આ કીર્તિ છતાં આ સુન્દર શાલો બનાવવાનો ઉદ્યોગ મંદ પડી ગયો, ને તેનું સ્થાન પશ્ચિમનાં કારખાનાંમાં બનેલી તક્લાદી ચીજોએ લીધું કાશ્મીરની સુન્દર હાથબનાવટની બીજી ચીજોની પણ એ જ દશા થઈ. બહારથી જે પ્રવાસીઓ આવે તેના પૂરતો નામનો વેપાર બાકી રહ્યો; પણ એકંદરે હિંદના ધનિક લોકો કાશ્મીરની બનેલી આ સુન્દર ને કળાવાળી ચીજો છોડીને પરદેશી ચીજોની પાછળ પડ્યા

હિંદની રાષ્ટ્રીય હિલચાલે વીસ વરસ પર જે નવો પલટો ખાધો તેને લીધે ઘણાં ક્ષેત્રોમાં બહુ મહત્ત્વના પરિણામો આવ્યાં. હાથબનાવટની ચીજો વિષે આપણે જે આગ્રહ રાખ્યો તેને લીધે આ બનાવટોને નવજીવન મળ્યું, અને ઘણા મરતા ઉદ્યોગો ફરી જીવતા થયા. આ નવજીવનની અસર કાશ્મીર ઉપર પણ થઈ; અને કાશ્મીરના માલને માટે ધીરે ધીરે હિંદમાં નવું બજાર પેદા થયું. અખિલ ભારત ચરખા સંઘે આમાં આગળપડતો ભાગ ભજવ્યો, ને તેની કાશ્મીર શાખા હિંદભરમાં સેંકડો વેચાણનાં કેન્દ્રોને માલ પૂરો પાડવા લાગી. છતાં એનો વેગ હજુ ધીમો છે, ને તે વધવો જોઈતો હતો. હાથ ઉદ્યોગોના આ વિકાસથી ઘણા બેકાર કારીગરોને કામ મળ્યું છે, ને આબાદીનાં ચિહ્નો દેખાવા લાગ્યાં છે.

પણ મજૂરીના દર ઘણા ઓછા એ. કામની સુન્દરતા ને એ કારીગરી માટે અપાયેલી મજૂરી એ બચ્ચેનો ફરક જોતાં શરમ ઊપજે છે. હિંદના બાકીના ભાગો કરતાંયે વધારે અંશે કાશ્મીર એ આંખે ઊડીને વળગે એવા વિરોધોની ભૂમિ છે આ ભૂમિમાં સૃષ્ટિનું સૌન્દર્ય ને અઢળક સંપત્તિવાળી કુદરતની બક્ષિસો અનેના મોટા ઢગ વળેલા છે; છતાં ત્યાં ઘોર દારિદ્રયનું સામ્રાજ્ય ફેલાયેલું છે, ને પેટનો ખાડો માંડ પૂરવા માણસજાત નિરંતર વલખાં મારે છે. કાશ્મીરનાં સ્રી-

પુરુષો દેખાવડા છે, ને તેમની સાથે વાત કરતાં આનન્દ આવે છે. તેમનામાં બુદ્ધિ છે, તેની સાથે હાથની કુશળતા પણ છે. તેમને વસવા માટે ભયોભાદયો ને સુન્દર દેશ પડેલો છે. તો પછી તેઓ આવાં છેક કંગાલ શા માટે હોવાં જોઈએ? કાશ્મીરમા ખનિજ ધાતુઓ કે બીજી કુદરતી ચીજોના ભંડાર કેટલા ભર્યો છે તે હું જાણતો નથી, પણ મારો ખ્યાલ તો એવો છે કે એ ભંડાર ઘણા મોટા છે. પણ વધારાની કશી સંપત્તિ ન મળી આવે તોયે અત્યારે જે સામગ્રી મોજૂદ છે તે એટલી બધી છે કે લોકોના રહેણીનું ધોરણ સારી પેઠે સુધારી શકાય. શરત એટલી કે એ સામગ્રીનાં યોગ્ય ને વ્યવસ્થિત યોજના ને ઉપયોગ થવાં જોઈએ. વીજળી સસ્તે દરે મળી શકે એમ છે; એટલે ઘણા નાનામોટા ઉદ્યોગ ખીલવી શકાય. ગૃહઉદ્યોગો ને હાથકારીગરીના વિકાસ માટે ઘણું વિશાળ ક્ષેત્ર પડેલું છે. કાશ્મીર જોવા આવતા પ્રવાસીઓને લીધે થતી આવક પણ છે. યુરોપ અને અમેરિકામાં ઠેરઠેર નીકળ્યાં છે એવાં યુવક છાત્રાલયોને માટે કાશ્મીર આદર્શ સ્થળ છે એ આખા મુલકમાં આ છાત્રાલયો ઠેકઠેકાણે કાઢવાં જોઈએ; અને જુવાન છોકરા તથા છોકરીઓને પહાડો ને ખીણોમા રખડી, જાતમાહિતીથી દેશનું જ્ઞાન મેળવવાનું ઉત્તેજન આપવું જોઈએ.

કાશ્મીર અતિશય અગતિક દેશ છે. શ્રીનગર શહેરનો વિસ્તાર કદાચ વધ્યો હશે. દાલ સરોવરને કાંઠે ફરવાના નવા રસ્તા થયા છે. મહારાજાને મહેલો બાંધવાનો શોખ છે. પણ થોડાક આલેશાન રસ્તા કે મહેલોથી કોઈ શહેર કે દેશમા ઝાઝો ફરક પડતો નથી; હું તો ઇચ્છું છુ કે કોઈ મહાન સ્થપતિ શ્રીનગરને યોજનાપૂર્વક નવેસર બાંધવાનું કામ હાથમાં લે. નદીના કાંઠા પહેલા હાથમાં લેવા જોઈએ. ગંદાં ઘોલકાં ને પડુ પડુ થઈ રહેલાં ખંડેર જેવાં ઘર કાઢીને તેની જગાએ હવાઉજાસવાળાં ઘર ને રસ્તા બાંધવાં જોઈએ; સારી ગટરો બાંધવી જોઈએ; ને શ્રીનગરને સ્વપ્નસમી સુન્દરતાવાળી કોઈ અલકા-

પુરી જેવું બનાવવું જોઈએ. આ કાલ્પનિક ચિત્ર નથી, કેમકે નંદનવન તો એની આસપાસ પડેલું જ છે. પણ દુર્ભાગ્યે માણસના હાથે ને માણસની બેવકૂફીએ ઠેરઠેર એને ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો છે. આવી નવરચનાનું કામ શરૂ કરવું હોય, તો થોડા જેટલા ધનિકો માટે મહેલો બાંધવાનું કામ મુલતવી રાખવું જોઈએ, ને રાજ્યની આવક આ મોટા કામમાં વાપરવી જોઈએ. મોટા મોટા જામી ગયેલા સ્વાર્થો રાજ્યની સંપત્તિનો મોટો ભાગ હોઇયાં કરી જતા હોય ને પ્રજાની પ્રગતિને રોકતા હોય ત્યાં કશી સાચી યોજના કે નવરચના થવી અશક્ય છે. તેમજ લોકોની રહેણી અતિશય કંગાલ હોય, ગરીબાઈ એમને ભરખી જતી હોય, ને જૂના રિવાજો રસ્તો રોકતા હોય, ત્યાં પણ એ કામ થવું અસંભવિત છે.

કાશ્મીર મને અતિશય ગતિહીન લાગ્યું; તેમાં ફેરફાર થતા જ ન હોય એવો ભાસ થયો; પણ એક ફેરફારથી મને ઘણો આનન્દ થયો. એ ફેરફાર તે રાજ્યની નિશાળોમાં નઈ તાલીમ કે પાયાની કેળવણીનો પ્રવેશ છે. એમાંની કેટલીક નિશાળો મેં જોઈ. ત્યાં ચપળ ને બુદ્ધિશાળી ચહેરાવાળાં સુખી બાળકો કામ કરતાં ને રમતાં જોયાં. આપણે આ પેઢીને માટે જ મથામણ કરીએ છીએ ને નવી રચના કરીએ છીએ. એટલે એમાંથી કંઈ નહીં તો થોડાંક પણ બાળકો જીવનનો વ્યવસાય યોગ્ય રીતે શીખે ને બચપણમાં જ એમનું વ્યક્તિત્વ ઘડાય ને ધારી દિશાએ વળે, અને તેમનાં મન અને હાથ વાળ્યાં વળે એવાં થાય, એ સારું છે.

૩

કાશ્મીરની પ્રજાકીય હિલચાલની ટૂંકી આવરદા જોતાં, તે કેટલી પ્રાણવાન ને બહોળી ફેલાયેલી છે એ જોઈ મને આશ્ચર્ય થયું. તેણે આ થોડાં વરસમાં કાશ્મીરનો દેખાવ બદલી નાખ્યો છે. સદ્ભાગ્યે તેને નેતા સારા મળ્યા છે. શેખ મહમદ અબ્દુલ્લા સાચા લોકનાયક

છે. તે લોકોમાં માનીતા છે તેમનામાં દીર્ઘદૃષ્ટિ છે, તેઓ તાત્કાલિક નાના નાના ઝઘડાઓમાં પડતા નથી. તે આ હિલચાલના સ્થાપક ને પ્રવર્તક છે. પહેલાં તો એ હિલચાલ કોમી ધોરણે શરૂ થઈ, ને ઘણા મોટા બનાવોમાં ગૂંચવાઈ પડી. પણ શેખ અબદુલ્લાએ તેને એ ચીલામાંથી કાઢી તેઓ હિંમતબાજ ને મુત્સદ્દી છે. એટલે તેમણે હિલચાલને કોમીવાદનો સાંકડી નાળમાંથી કાઢી રાષ્ટ્રવાદના વિશાળ સાગરમાં મૂકી દીધી છે. કાશ્મીરની ગરીબ ને અસહાય પ્રજામાં આવી રાજકીય જાગૃતિ એક માણસે પેદા કરી એ બહુ મોટી સિદ્ધિ કહેવાય. તેને ઊભરાઇને ખોટાં વહેણમાં જતી અટકાવી, ને કડક હાથે કામ લઈ તેને સાચી દિશાએ વાળી, એ વળી વધારે મોટી સિદ્ધિ. ગયાં ત્રણ વરસથી આખા હિંદમાં કોમી લાગણી વધી ગઈ, તેને લીધે એ મુશ્કેલીઓમાં વધારો થયો. છતાં શેખ અબદુલ્લાએ આ બારે સિદ્ધિ મેળવી. શેરે-કાશ્મીરનું જે લોકપ્રિય ઉપનામ એમને મળ્યું છે તેને તેઓ લાયક છે.

કાશ્મીર તળની વસ્તીમાં ઘણું જ મોટું—૯૫ ટકા—પ્રમાણ મુસલમાનનું છે જમ્મુનો પ્રાન્ત ઉમેરીએ, તો મુસલમાનનું પ્રમાણ ૭૫ ટકા થાય; એ પણ મોટું તો ગણાય જ. કાશ્મીર તળમાં જે હિંદુઓ —મુખ્યત્વે કાશ્મીરી પંડિતો—છે. તે ફક્ત ૫ ટકા જેટલા હોવા છતાં, એ પ્રદેશનું એક આવશ્યક ને અવિભાજ્ય અંગ છે તેમનાં ઘણાં કુટુંબોએ હજાર કે એથી પણ વધારે વરસ થયાં કાશ્મીરના ઇતિહાસમાં આગળપડતો ભાગ ભજવ્યો છે. આજે પણ તેઓ રાજ્યની નોકરીઓમાં ને કારભારમાં અગત્યનો ભાગ ભજવે છે. આ કાશ્મીરી પંડિતો બુદ્ધિશાળી મધ્યમ વર્ગના છે. બુદ્ધિના ક્ષેત્રમાં તેઓ હિંદના એ જ કોટિના કોઈ પણ સમૂહની તુલનામાં બહુ ઊંચે નંબરે આવે એવા છે. પરીક્ષાઓમાં ને ધંધાઓમાં પણ તેઓ ઠીક આગળ આવે છે. તેમાંથી જે મૂઠીભર લોકો દક્ષિણ તરફ જઈ ઉત્તર હિંદમાં વસ્યા છે તેમણે હિંદના જાહેર જીવનમાં, ઉદ્યોગિયાત ધંધાઓમાં ને નોકરીઓમાં

અગત્યનો ભાગ—તેમની નાની સંખ્યાના પ્રમાણમાં ઘણો જ મોટો ભાગ—ભજવ્યા છે. આ કાશ્મીરી પંડિતોનાં મનમાં કેટલીક શંકાઓ ને બીક હતી તે ૧૯૩૧ના કેટલાક ગાઢા બનાવો ને કોમી રમખાણોથી પાકી થઈ તેમણે, સંખ્યામાં થોડા હોવા છતાં, આત્મરક્ષાની ઇચ્છાથી પોતાનું કોમી જુથ બાંધવા માંડયુ ત્યારપછી તો સ્થિતિ સુધરી છે, અને બીક તથા શંકા કેટલેક અંશે કાયમ છે, છતાં શત્રુતાનો ભાવ ઘણો ઓછો થઇ ગયો છે કેટલાયે કાશ્મીરી પંડિતો —ખાસ કરીને કેટલાક ચપળ જુવાનો—નૅશનલ કૉન્ફરન્સમાં સામેલ થયા છે

૪

કાશ્મીરના પ્રવાસમા સદ્ભાગ્યે મારી સાથે ખાન અબદુલ ગફાર ખાન પણ હતા હું જોઇ શકયો કે કાશ્મીરી લોકોમાં તેઓ માનીતા હતા, એમ તો હિંદના તમામ ભાગમાં તેઓ લોકપ્રિય થઈ પડેલા છે લોકો પ્રેમપૂર્વક તેમને ફખ્રે-અફઘાન અથવા બાદશાહખાન કહીને બોલાવે છે પ્રવાસમાં તેમની સોબ્બત આનન્દ આપનારી થઈ પડી કયારેક તેઓ કડક થઈને અમારી પાસે ઘાધું કામ પણ કરાવતા સરહદ પ્રાન્ત અને કાશ્મીર બને પંજાબની લગોલગ આવેલા છે, બને ફરિયાદ કરે છે કે 'પંજાબની કોમી લાગણી અમારે ત્યાં ઘૂસી આવે છે, અને લડવાડ ને રમખાણુ કરાવે છે, નહી તો અમારે ત્યાં કોમ કોમ વચ્ચે સંપ અને એકરાગ જ હોય' આ કડવી ફરિયાદ પંજાબનાં કેટલાંક, હિંદુ તેમજ મુસલમાન બનેની માલિકીનાં, છાપાં સામે વિશેષ થાય છે પંજાબનાં છાપાંના આ હુમલા સામે રક્ષણરૂપે કાશ્મીર અને સરહદ પ્રાંતમાં ભેગા મળીને ટકી રહેવાની વૃત્તિ જોવામાં આવે છે હું માનું છુ એ સમાગમ હજુ વધશે, ને વધવો જોઇએ, કેમકે એથી બનેને લાભ થશે

## ૫

શ્રીનગરથી અમે બીજી કેટલીક જગાઓ જોઇ આવ્યા. લિદ્દાર-વત ગયેલા ત્યાંથી કેટલાક પહાડ ઓળંગીને સિંદની ખીણમાં જવાય છે. એની બીજી બાજુ સોનમર્ગ છે ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય અજબ છે. ત્યાં જવાની મારી ઇચ્છા હતી. પણ ત્યાં જવા માટે એક ઊંચો ઘાટ ઓળંગવો પડે, ને એ પ્રવાસ આ ઋતુમાં સહેલો નહોતો. એ ઘાટને યમહેર એ અર્થસૂચક નામ આપેલું છે. યમહેર એટલે યમની સીડી. ઘાટ લપસણા બરફથી છવાયેલો હોય છે, એને લીધે પરલોક જવાનું સહેલું થઇ પડે છે એમાં શક નથી.

એટલે અમે સિંદની ખીણમાં જવાનો વિચાર માંડી વાળ્યો. છતાં એ રસ્તે થોડે દૂર ગયા, ને ગુજર લોકોના કેટલાક વાસ જોઇ આવ્યા. આ ગુજર કોમ અર્ધરખડુ છે. તેઓ ઉનાળામાં પોતાનાં ઢોર લઇને ગોચરની શોધમાં આ ઊંચી સપાટી પરની ખીણોમાં આવે છે. તેઓ પોતાને માટે કામચલાઉ માંડવા બાંધે છે; તે વરસાદ કે ઠંડો પવન બેમાંથી એકેને ખાળી શકતા નથી. ક્યાંક ખડકો એક બાજુ ઢળેલા હોય તો તેનો આશરો લઇને કેટલીકવાર તેઓ પડી રહે છે.

ગુજરોની પાછળ ઉનાળે થોડાક મોડા 'ભેડાવાળા' કરીને બીજા લોકો હજારો ઘેટાં લઇ ને આવ્યા. તેમણે ગુજરો ને તેમનાં ઢોર બંનેને વધારે ઊંચા પ્રદેશમાં હડસેલી કાઢ્યાં. પછી આખી ખીણ ને બાજુના પહાડો ઘેટાંની ફોજથી છવાઇ ગયા. ગુજરોને હિમપટોવાળી તળેટીમાં આશરો લેવો પડ્યો, ને છેવટે ઉનાળાની આખરે તેઓ નીચલી ખીણમાં પહોંચી ગયા. અમે આ ઘેટાંની ફોજોને ચારાની શોધમાં ઊંચે ને ઊંચે ચાલી જતી જોઇ.

અમે ગુજરોના ઘણા વાસ જોયા દરેક જગાએ અમને આવ-કાર મળ્યો એ જોઇ મને નવાઇ લાગી સામાન્ય રીતે આ લોકો

અજાણ્યા માણસો તરફ હેતની નજરે જોતા નથી; કેમકે અજાણ્યો ને શહેરી માણસ એમને ચૂસવા આવ્યો હોય એવો જ ભાસ એમને થાય છે. એ માણસ તેમની દૂધની બનેલી ચીજો સોંઘે ભાવે ખરીદે છે, ને તેમને શહેરનો માલ મોંઘે ભાવે વેચે છે; અને એ લોકો દેવાને કારણે હંમેશાં એના પંજામાં ફસાયેલા રહે છે; ગુજરો સાદા લોકો છે; ને તેમને વાચન, લેખન કે ગણિત આવડતું નથી. તેઓ હિસાબ રાખી શકતા નથી, અથવા તો શહેરથી આવેલો વેપારી તેમને વાતો કહે તે ખરી છે કે ખોટી એની કસોટી કરી શકતા નથી. તેઓ હંમેશાં છેતરાય છે ને ચુસાય છે, અને અતિશય કંગાલ દશામાં રહે છે.

એમના એક વાસમાં—૩૦ ફીટ લાંબી ને ૨૦ ફીટ પહોળી જગ્યામાં—કેટલા માણસ રહે છે એ અમે પૂછી જોયું કોઈને ખબર નહોતી. એટલી ગણતરી કરતાં એમને આવડતું નહોતું; અને એ વાતની તરખડમાં તેઓ કદી પડયા જ નહોતા. પછી અમે બીજી રીતે પૂછપરછ શરૂ કરી. અહીં કેટલાં કુટુંબો રહે છે એ પૂછ્યું. છ કે સાત કુટુંબ રહેતાં હતાં. દરેક કુટુંબના મુખીને તેનાં બૈરાંછોકરાં વિષે પૂછ્યું; ને એ રીતે અમે એક માંડવામાં ૫૩ કે ૫૪ માણસો રહેતાં હતાં તે શોધી કાઢ્યું! આ માંડવાની જગા અસાધારણ મોટી હતી. અમે બીજા માંડવા જોયા તે એનાથી નાના હતા.

અમે આ લોકો સાથે વાતચીત કરી. તેઓ હિંદુસ્તાની ને પંજાબીના મિશ્રણમાં અમારી સાથે બોલ્યા. તેઓ કાશ્મીરી નહોતા, ને કાશ્મીરી માંડ બોલી શકતા હતા. તેમણે અમને પોતાનાં દુઃખ-દારિદ્રયની ને બીજી હાડમારીઓની વાતો કહી. અમને પોતાની સાથે રોટલા ખાવા નોતર્યાં એના કરતાં સારા રોટલા મેં કદી ખાધા નથી. મકાઈના રોટલા હતા, ને સાથે કંઈક લીલોતરીનું શાક હતું.

ગુજરો ક્યાંથી આવેલા છે, ને તેઓ કઈ ઓલાદના છે, તે હું

જાણતા નથી. પણ એ લોકો દેખાવડા હતા; ને એમની સ્ત્રીઓની મુખાકૃતિ મનોહર ને ઘાટીલી હતી. બાળકો આકર્ષક હતાં. બાદશાહખાન તો એમને ભેગાં કરી એમની સાથે ખેલતા, કેમકે ગરીબોના બાળકોને પોતાની આસપાસ ભેગાં કરવાં એના કરતાં વધારે બીજી કશી વસ્તુ એમને ગમતી નથી. સરહદ પ્રાન્તમાં ઘણીવાર મે એમને પઠાણ બાળકોથી વીંટળાયેલા જોયેલા, એ મને યાદ આવ્યું. બાદશાહખાનનો ચહેરો એમની પ્રત્યેના પ્રેમથી ખીલી ઊઠતો; અને બાળકો બાદશાહખાન તરફ ભક્તિની નજરે જોતાં, કેમકે તેઓ એમના મોટા મિત્ર ને નેતા હતા

ગુજરોની સ્ત્રીઓ અમારી સામે સીધી નજરે જોઈ રહેતી, ને તેમનામાં સંકોચ કે સ્વભાનનો અંશ મેં ન જોયો એક વાસમાં મને જરાક આશ્ચર્ય થાય એવો એક બનાવ બન્યો એક સ્ત્રી ઝૂંપડામાંથી નીકળી આગળ આવી, ને તેણે મારો હાથ ઝાલી મને આવકાર આપ્યો. એણે અમને અંદર બોલાવ્યા, ને એ રોટલાશાકનું જમણ રાંધતી હતી તે જમવાનું નોતરું અમને આપ્યું એના હાવભાવમાં ને એની રીતભાતમાં એટલી સુન્દરતા ને આત્મવિશ્વાસ ભરેલાં હતાં કે પળભર મને એમ પણ થઈ જાત જાણે કોઈ અમીર ઉમરાવની સ્ત્રી મને પોતાના વિશાળ મહેલમાં આવવાનું નિમન્ત્રણ આપી રહી છે

૬

ગુજરોના વાસની મુલાકાતે અમારા ઉતારામાં એક નાનો-સરખો વિષમ પ્રસંગ ઊભો કર્યો. બાદશાહખાનને એવી ટેવ હતી કે પોતાના ગજવાંમાં મીઠાઈ ને ફળ લે, અને રસ્તે જે ગરીબ બાળકો મળે તેને વહેંચે. આ વાસમાં કોડીબંધ બાળકો મળ્યાં, એટલે એમનો ખજાનો થોડી વારમાં ખૂટી ગયો એટલે તેમણે બાળકોને અમારે ઉતારે આવવાનું કહ્યું.

આવતો હતો અમે મૂગામૂગા જ વિદાય લીધી; નિસાસો નાખી મોઢાં બીજી તરફ ફેરવી લીધાં; ને સૃષ્ટિસૌન્દર્યની ઓછી સમૃદ્ધિવાળી ભૂમિમાં જવા માટે અંધારા બોગદામાં પ્રવેશ કર્યો.

કાશ્મીરમાં બાર દિવસ—તેવીસ વરસ પછી બાર દિવસ ! છતાં કહ્યું છે ને કે ' ચિરકાળ ધુમાયાં કરવું એના કરતાં એક ક્ષણવાર પ્રજળવું સારું !' ( मुहूर्तं ज्वलितं श्रेयो न च धूमायितं चिरम् ) બાર દિવસ કાશ્મીરમાં ગાળવા મળ્યા એ તો ખરેખર સદ્ભાગ્ય હતું. પણ કાશ્મીર પાછું બોલાવે છે; તેનું ખેંચાણ પહેલાં કોઇ કાળે નહોતું એટલું જોરદાર છે; તે કાનમાં સ્વર્ગીય સૌન્દર્યનાં ગાન મંદ મંદ રવે સંભળાવે છે; ને તેનું સ્મરણ મનને વ્યથિત કરી મૂકે છે. એના જાદુમાં ફસાયા હોય તે એના મોહપાશમાંથી છૂટી કેવી રીતે શકે ?

૧૯૪૦

## ૧૧. હિંદ અને ચીન

૧

જે માણસો જગતમાં ચાલી રહેલા બનાવોનો અભ્યાસ કરી રહ્યા છે, ને જેઓ ભાવિનો પડદો જરા પણ વીંધીને આરપાર જોઈ શકે છે, તે સહુ એવા નિર્ણય પર આવ્યા છે કે આપણે એક યુગનો અન્તકાળ આવી પહોંચેલો આપણી નજર સામે જોઈ રહ્યા છીએ. આપણે જે જૂની દુનિયાને જોઈ છે ને ઓળખી છે તે ક્યારની મરી ગઈ છે અથવા તો આપણી નજર સામે મરણને કાંઠે ઊભી છે. એનો અર્થ બેશક એવો નથી કે દુનિયાની હસ્તી નાબૂદ થશે ને તે અલોપ થઈ જશે. તેમ એનો અર્થ એવો પણ નથી કે માનવસંસ્કૃતિ નાશ પામશે. પણ એનો અર્થ એવો તો ખસૂસ છે કે જે વસ્તુઓ આપણે ને જાણીતી ને પરિચિત હતી — દાખલા તરીકે રાજકીય બંધારણ, આર્થિક મંડાણો, સામાજિક સંબન્ધો, ને તેમની સાથે જોડાયેલી જે બીજી સર્વ વસ્તુઓ હતી — તેમાં વિશાળ પરિવર્તન થવા પામશે. જે દુનિયા આપણને પરિચિત હતી તે જ હજી આગળ ઉપર પણ ચાલુ રહેશે એવો વિચાર જો કોઈ માણસ કરે, તો તેનો એ વિચાર ફોગટ છે

એક વાત દેખીતી છે નાના દેશોનો જમાનો વહી ગયો છે. બીજી પણ એક વાત એટલી જ દેખીતી છે મોટા દેશો પણ કેવળ આપબળે ઊભા રહી શકે એ જમાનો વહી ગયો છે કદાચ સોવિયેટ યુનિયન કે અમેરિકાનાં યુનાઈટેડ સ્ટેટ્સ જેવા વિશાળ દેશો કેવળ આપબળે ઊભા રહી શકે. પણ વલણ એવું છે કે તેઓ સુધ્ધાં બીજા દેશો કે સમૂહો સાથે જોડાશે.

આનો બુદ્ધિ સ્વીકારી શકે એવો ઉકેલ એક જ છે. તે એ કે

જગતના સર્વ સ્વતન્ત્ર દેશોનું એક સમૂહતન્ત્ર રચવું એ ઉકેલ શોધવા જેટલું કે તેને અમલમાં ઉતારવા જેટલું ડહાપણ આપણામાં ન હોય એ બનવાજોગ છે

હવે થોડા વખતમાં જો જગદ્વ્યાપી સમૂહતન્ત્ર ન રચાવાનું હોય, અને છૂટાં છૂટાં રાષ્ટ્રોનો જમાનો વીતી ગયો હોય, તો પછી શું બનવાનો સંભવ છે? કદાચ રાષ્ટ્રોના સંઘ અથવા મોટાં સમૂહતન્ત્રો રચાવા પામે. આમ થાય તેમાં ભારે જોખમ રહેલું છે, કેમકે એને પરિણામે રાષ્ટ્રોનાં સામસામાં વિરોધી દળો રચાય, ને તેને લીધે મોટાં મોટાં યુદ્ધો ચાલુ રહેવા પામે

બીજી તરફ એવી પણ વકી છે કે પહેલાં આ દળો રચાય; ને તેમાંથી જ આગળ જતાં રાષ્ટ્રોનાં, એથી પણ મોટાં, જગદ્વ્યાપી દળો રચાવા પામે.

યુરોપમાં લોકો યુરોપિયન સમૂહતન્ત્ર કે યુનિયનની વાતો કરે છે. કેટલીકવાર તેઓ એ દળમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ અને બ્રિટિશ વસાહતોનો પણ સમાવેશ કરે છે. ચીન અને હિંદને તેઓ હંમેશાં બાતલ રાખે છે; ને એમ માની લે છે કે આ બે મોટા દેશોને ગણતરીમાં લેવાની જરૂર નથી. હિંદ કે ચીનને બાતલ રાખીને કરેલી જગતની કોઈ પણ ગોઠવણ ચાલી શકવાની નથી, તેમજ યુરોપ અમેરિકાનાં રાજ્યો મળીને એશિયા તથા આફ્રિકાને લૂંટે એ પણ આપણે કદી સાંખી લેવાના નથી.

જુદા જુદા દેશોનાં સમૂહતન્ત્રો રચાવાનાં હોય, તો યુરોપનાં સમૂહતન્ત્રોમાં હિંદનો મેળ ખાવાનો નથી; ત્યાં તો ઇંગ્લંડની વસાહતો ને અડધોપડધો મળતો આવે એવો દરજ્જો એને મળે, ને એને આશ્રિત બનીને રહેવું પડે. આ સંજોગોમાં એ તો દેખીતું છે કે પૂર્વના દેશોનું એક નોખું સમૂહતન્ત્ર હોવું જોઇએ. તે પશ્ચિમની સાથે શત્રુતા ધરાવનારું ન હોય; છતાં પોતાના પગ પર તો ઊભું રહે,

ને તે ઉપરાંત વિશ્વશાન્તિ ને જગતના સમૂહતન્ત્ર માટે કામ કરવામાં બીજા સૌની સાથે ભળે.

આવા પૂર્વના સમૂહતંત્રમાં ચીન અને હિંદ, બ્રહ્મદેશ અને સિલોન એટલાંનો તો સમાવેશ થવો જ જોઇએ; અને નેપાળ તથા અફઘાનિસ્તાનને પણ તેમાં સ્થાન અપાવું જોઇએ. તેવું જ મલાયાને વિષે. સિયામ અને ઈરાન તથા બીજાં પણ કેટલાંક રાષ્ટ્રોને એમાં ન ભળવા માટે કંઈ જ કારણ નથી. એ સ્વતંત્ર રાષ્ટ્રોનું સમૂહતંત્ર હશે, અને એ રાષ્ટ્રો પોતાના હિતને માટે તેમજ જગતના હિતને માટે ભેગાં થયાં હશે. એ તંત્રમાં શક્તિ તે કેવળ જડ શક્તિ નહીં હોય; એ રાષ્ટ્રોએ આટલા લાંબા જમાના થયાં જે બીજી વસ્તુને પણ સિદ્ધ કરીને પોતાના જીવનમાં મૂર્તિમંત કરી હશે તે પણ તેની શક્તિમાં ગણાશે. એટલે, આજે સામ્રાજ્યોના પતનનો વિષમ કાળ આવેલો છે તે વખતે, આપણે આ પૂર્વી સમૂહતંત્ર રચવાનો વિચાર કરવો જોઇએ, ને તેને માટે નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

આ પૂર્વી સમૂહતંત્ર બે રાષ્ટ્રો સાથે બીજાં બધાં રાષ્ટ્રો કરતાં વધારે ગાઢો સંબન્ધ રાખશે. એ રાષ્ટ્રો કે સમૂહો તે સોવિયેટ અને અમેરિકા હશે.

પશ્ચિમના સુધારાના પતન વિષે ઘણી વાત ચાલે છે. પશ્ચિમના, નાણાના આધાર પર ઊભા થયેલા ને તેને જ જોરે ટકી રહેલા, સામ્રાજ્યવાદને વિષે, તેમજ મૂડીવાદી વ્યવસ્થાને વિષે, આ વાત ઘણું કરીને સાચી હશે. પણ યુરોપના સુધારામાં જે ઉત્તમ અંશો છે તે તો છેવટ કાયમ રહેવાના જ છે. છતાં, મને લાગે છે, એટલું તો ખરું કે આધુનિક સુધારાની જીવનવીના ઘડેલાઈ રહી છે. એની રાખમાંથી નવો સુધારો રચવા પામશે; અને મને આશા છે કે એનાં પૂર્વ ને પશ્ચિમનાં સર્વોત્તમ તત્ત્વો કાયમ રહેશે. જે વિજ્ઞાનમાં પશ્ચિમે પ્રદેશ કરી છે તેના વિના કોઈ પણ દેશ ચાલી શકે એમ નથી એ વિજ્ઞાન, અને વૈજ્ઞાનિક વૃત્તિ તથા પદ્ધતિ, એ આજે

જીવનના પાયારૂપ છે. વિજ્ઞાનમાં એક તરફ સત્યની શોધ ચાલે છે, અને બીજી તરફ માનવજાતિની સ્થિતિમાં સુધારો થઈ રહ્યો છે. પણ એ વિજ્ઞાનનો બૂરાં કામ માટે ઉપયોગ થવાથી પશ્ચિમને માથે મોટી આફત આવી પડી છે. આ વિષયમાં હિંદ અને ચીન ભાગ ભજવી શકે એમ છે, કેમકે તેમનો પ્રભાવ એ વૃત્તિ પર અંકુશ મૂકે એવો છે, અને તેમની પાસે સંસ્કૃતિ ને સંયમની લાંબી પૂર્વ-પરંપરા પડેલી છે.

એટલે આપણે આગળ નજર રાખીને પૂર્વના સમૂહતંત્રની સ્થાપના માટે પ્રયત્ન કરવો ઘટે છે; પણ એમ કરતાં એટલું કદી ભૂલવું જોઈતું નથી કે આ તો કેવળ પ્રથમ પગથિયું છે, અને આપણે એથી વિશાળ એવા જગદ્વ્યાપી સમૂહતંત્રની દિશામાં આગળ વધવું છૂટકો છે.

૨

ચીન સાથેની મિત્રતા આપણે માટે ઘણી કીમતી છે. તેનું કારણ એ છે કે ભૂતકાળમાં આપણે હજારો સુવર્ણતંતુથી વડે એક-બીજા સાથે બંધાયેલા છીએ; અને તે ઉપરાંત ભાવિ પણ આપણને બંનેને સાથે સાદ પાડી રહ્યું છે. વર્તમાનકાળ આપણ સહુને માટે મુશ્કેલીઓથી ભરેલો છે; અને આ દુઃખ ને વેદનામાંથી છટકવાની કોઈની તાકાત નથી. પણ મોત ને આફતમાં જે ભાવિ ઘડાઈ રહ્યું છે તે ભાવિમાં ચીન અને હિંદ મોટો ભાગ ભજવ્યા વિના રહેવાનાં નથી. આ બે દેશોમાં માણસોના વિરાટ સમૂહો વસે છે, ને બે દેશની જનસંખ્યા ભેગી ગણીને દુનિયાની એક-પંચમાંશ અથવા કદાચ લગભગ અડધા જેટલી વસ્તી થાય છે. એટલું એક જ કારણ એમાં નથી. આમાં નર્યા સંખ્યાબળ કરતાં કંઈક ઘણી મોટી વસ્તુ પણ કારણભૂત છે, જોકે સંખ્યા તરફ પણ દુર્લક્ષ કરવા જેવું નથી.

જગતના આરંભકાળથી ચીન અને હિંદ બે નોખાં નોખાં ને

ઊંડી જડ ઘાલીને પડેલાં સુધારા ને સંસ્કૃતિનાં પ્રતિનિધિ બનેલાં છે. બાહ્ય સાધનસામગ્રીના બનેલા તે સુધારા; અને અંતરના સંસ્કારો પર રચાયેલી તે સંસ્કૃતિ. આ બે દેશના સુધારા ને તેમની સંસ્કૃતિ એકબીજાથી ઘણાં જુદાં છે; અને છતાં તેમનામાં સરખાપણાના અંશો સખ્યાબંધ છે. સર્વ પ્રાચીન દેશોમાં બને છે તેમ, આ દેશોએ જૂના રિવાજો ને રૂઢિઓરૂપી જાનજાતનો ભંગાર પોતાની આસપાસ ભેગો કર્યો છે; તે વિકાસને રોકે છે. પણ અસ્તવ્યસ્ત પડેલા આ નકામા કાટમાળના ઢગલાની નીચે જે શુદ્ધ કુંદન પડેલું છે, તેણે આ દેશોને આટલા બધા જમાના થયાં જીવતા ટકાવી રાખ્યા છે. તેણે જ ચીન અને હિંદ બંનેને ભૂતકાળમાં મહાન બનાવ્યા છે; ને તે આજે પણ તેમને ગૌરવ આપે છે બંને દેશને જે અવનતિ ને આફતો વેઠવા વારો આવ્યો છે તેને લીધે આ સોનું ઓગળવા પામ્યું નથી. હિંદની પેઠે ચીનને વિષે પણ કવિ ઇકબાલના શબ્દોમાં કહી શકાય કે

> " યુનાનો-મિસ્રો-રોમા સબ મિટ ગયે જહાંસે,
> અબ તક મગર હૈ બાકી નામો-નિશાં હમારા;
> કુછ બાત હૈ કિ હસ્તી મિટતી નહીં હમારી,
> સદિયોં રહા હૈ દુશ્મન દૌરે-ઝમાં હમારા "

હમણાં ઘણાં વરસ થયાં, ને ખાસ કરીને છેલ્લાં ત્રણેક વરસથી, ચીન અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ રહ્યું છે. ચીની પ્રજાના અમાપ દુઃખનું માપ આપણે કેવી રીતે કાઢી શકીએ ? એક સામ્રાજ્યવાદી રાષ્ટ્ર તેના પર ચડાઈ કરીને તેના પર તરાપ મારી છે. એક પ્રથમ પંક્તિનું રાજ્ય તેનાં શહેરો પર રોજ રાતે બોંબનો વરસાદ વરસાવે છે; ને ચીની પ્રજાને અર્વાચીન યુદ્ધની સર્વ પ્રકારની ઘોર યાતનાઓનો ભોગ બનાવે છે. લંડનને ગયા બે ત્રણ મહિનાથી બોંબના વરસાદથી ઘણું ભારે નુકસાન થયું છે. પણ ચુંગકિંગનું શું ? તેના પર તો આ બોંબની વૃષ્ટિ વરસોથી ચાલી રહી છે, તે છતાં એ

શહેર જીવે છે! આ દુઃખનો તાગ આપણાથી કાઢી શકાય એમ નથી. તેમજ જે અડગ નિશ્ચયે ને ભગીરથ હિંમતે અડગ ને અણનમ રહીને આ આફતો ને દુઃખો સામે ટક્કર ઝીલી છે તેનું પણ માપ કાઢવાનું આપણું ગજું નથી. ઇતિહાસના અરુણોદયથી માંડીને આજ સુધીના ચીની પ્રજાના ઇતિહાસમાં ઘણા યશસ્વી યુગો ને સુંદર કાર્યો થઈ ગયાં છે. પણ એ ભવ્ય ઇતિહાસમાં પણ એમાં ઘણું વરસ વધારે ઝળકી ઊઠશે

આ વરસોમાં ભૂતકાળે ઘણા વેગથી સંક્રમણ કરીને વર્તમાનનું રૂપ ધારણ કર્યું છે. કોઈ પણ પ્રજાની તપસ્યારૂપી અગ્નિમાં કથીર અને કચરો બળીને ભસ્મ થઈ જાય છે, અને શુદ્ધ કુંદન બહાર આવે છે. હિંદમાં આપણને પણ એ કષ્ટસહન અને તપસ્યામાં ભાગ મળ્યો છે; અને થોડા જ વખતમાં એથી ઘણો વધારે ભાગ મળવાની ઘડી છે જે પ્રજાઓ એદી ને આળસુ હોય છે અને જેઓ ગુલામીમાં ડૂબેલી છે તે આ રીતે ફરી નવેસર ઘડાય છે એ જ રીતે આજે ચીન અને હિંદ બંનેમાં નવા જીવનનો સંચાર થઈ રહ્યો છે.

તેમને બંનેને ભવિષ્યમાં મોટો ભાગ ભજવવો નિર્માયેલો છે. તેથી તેઓ એકબીજા પાસેથી શીખવા જેવી વાતો શીખે એ સારું છે. એટલે આજે આપણે ચીનના પ્રમુખ તાઈ ચી તાઓને આ પ્રાચીન ભૂમિમાં ફરી આવકાર આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તેમના મુલાકાતનું સરસ ફળ આવશે, અને આપણી બે પ્રજા વચ્ચેનો સ્નેહનો સંબન્ધ વધારે ગાઢો ને પાકો થશે.

નવેંબર, ૧૯૪૦

કયી મણાય. જે રાજ્યોને આ સવાલ સાથે સંબન્ધ છે તે સહુને આ નિર્ણયનાં ગભીર પરિણામ ભોગવવા વારો આવશે. કેમકે આ અનિશ્ચિત જગતમાં જો કંઇ પણ વસ્તુ નિશ્ચિત છે એમ કહી શકાય, તો એટલું તો નિશ્ચિત છે જ કે એશિયાના દેશો કોઈ પણ સામ્રાજ્યને કે કોઈ પણ શિરજોરીને રાજીખુશીથી તાબે થવાના નથી, ને તેની સામે બળવો ઉઠાવ્યા વિના રહેવાના નથી. એ કરોડોની પ્રજાઓનો ચાલુ બળવો હશે; અને તેની પાછળ જે આવેશ ને ઝનૂન હશે તેને અણુબૉમ્બ સુદ્ધાં દબાવી નહીં શકે. અને એ બળવામાંથી પેલી ભીષણ વસ્તુ — ત્રીજું વિશ્વયુદ્ધ — ફાટી નીકળશે.

એક સૂચના એવી કરવામાં આવી છે કે સામ્રાજ્યવાદના સંકટને પહોંચી વળવા માટે એશિયાનાં રાષ્ટ્રોએ એક થઈ પોતાનું જૂથ બાંધવું જોઈએ. એમ બન્યા વિના રહેવાનું જ નથી; અને આ રાષ્ટ્રો સ્વાભાવિક રીતે એવા જ લોકોની સામે નજર નાખશે જેઓ એમને આઝાદી આપવાના પક્ષમાં હશે.

હિંદમાં આપણે મોટા બનાવોને કાંઠે ઊભા છીએ. એ બનાવોની શરૂઆત બ્રિટિશ સરકારને હાથે થાય એના કરતાં વધારે આપણી પ્રજાને હાથે થવાનો સંભવ છે. ગયાં સાડાત્રણ વરસમાં આ સરકારે રાષ્ટ્રીય હિલચાલને કચડી નાખવાનો પ્રયાસ કર્યો, તેમ કરવામાં અતિશય ત્રાસ ને પશુતાનો પ્રયોગ પણ પૂરેપૂરો થયો પણ એ પ્રયાસ નિષ્ફળ નીવડ્યો છે; અને હિંદી પ્રજા અગાઉ કદી નહોતી એટલી સબળ બની છે, ને આઝાદી મેળવવાનો તેનો નિર્ધાર અગાઉ હતો તેના કરતો અનેકગણો વધ્યો છે. હું જ્યાં જ્યાં ગયો છું ત્યાં બધે મેં જોયું છે કે લોકોમાં વ્યાકુળતા છે, અધીરાઈનો જ્વર છે, પરદેશી અમલની ધૂંસરી ફગાવી દેવાની ભીષણ ઇચ્છા છે, અને ગમે તે પરિણામ આવે તેની પરવા કર્યા વિના તાબે ન થવાનો નિર્ધાર છે. દેશમાં જે વખતે આવું માનસ પ્રવર્તે છે તે વખતે જૂની રીતે કામ ચલાવવાનું કે વિલંબ અને ઢીલ કરવાનું બની શકે એમ

એશિયામાં સામ્રાજ્યવાદ હજુ આ રીતે પોતાનું કામ ચલાવી રહ્યો છે એ ચીતરી ચડાવે એવી ક્રૂરતા, પશુતા ને ત્રાસ વર્તાવવાની રીત છે, ને તેમાં આઝાદી મેળવવાના પ્રજાના હકનો પૂરેપૂરો ઈનકાર રહેલો છે. સિયામમાં બ્રિટન પોતાની સામ્રાજ્યવાદી લાગવગ વધારવા માગે છે મલાયામાં તેનો જે આર્થિક અંકુશ છે તેને તે મજબૂત બનાવવા ને ફેલાવવા માગે છે. બ્રહ્મદેશ અને સિલોનમાં બને ત્યાં લગી ટકી રહેવાનો તેનો ઈરાદો છે. હિંદમાં તે કશા સાચા ફેરફારમાં ઢીલ કરવા ને તેની આડે કેવાં કેવાં વિઘ્નો નાખવા મથી રહ્યું છે, તે આપણે તાજા અનુભવ પરથી જાણીએ છીએ

આ સામ્રાજ્યવાદનો અસ્ત થવાના દેખીતાં ચિહ્નો છે એમ ન કહી શકાય છતાં એક વાત તો દહાડે દહાડે વધારે ને વધારે સ્પષ્ટ થતી જાય છે બ્રિટન જે લડાઈ લડી રહ્યું છે તેમાં તેને હાર મળી રહી છે; અને તેનું જે જૂનું સામ્રાજ્યવાદી બળ હતું તેના ઝરા સુકાઈ રહ્યા છે તેના સ્વાર્થો ઘણી બાબતમાં અમેરિકાના સ્વાર્થોથી ઊતરતા છે: છતાં સંજોગો તેને અમેરિકાની મદદ માગવાની ફરજ પાડી રહ્યા છે અને જગતમાં સર્વોપરી પદ પ્રાપ્ત કરવાની મોટી લડાઈમાં તેને અમેરિકા પછી બીજે આસને બેસી, ગૌણ ભાગ ભજવવો પડે છે

અમેરિકા પણ એ મોટી લડાઈમાં પૂરા નિશ્ચયથી ઊતર્યું છે તેને માટે રાજકીય કાવાદાવા ને આર્થિક ગોઠવણોની જે તૈયારી જોઈએ તે કરવાનો તેનો નિર્ધાર છે વળી બીજા રાજ્યો પણ પોતાની હારમાં ઊભાં રહે એમ તે આતુરતાથી ઇચ્છે છે. એટલે, બ્રિટિશ સામ્રાજ્ય કોઈ ને કોઈ રૂપમાં ચાલુ રહે એ તેને રુચતું હોય એમ લાગે છે ગયા થોડા વખતથી બની રહેલા બનાવો પરથી એમ દેખાય છે જાણે અમેરિકા બ્રિટિશ સામ્રાજ્યને બાંહેધરી આપી રહ્યું છે, ને કદાચ બહુ બહુ તો તેમાં પોતાને અનુકૂળ આવે એવા થોડાક નાના નાના ફેરફારો કરાવવા માગતું હશે. આમ કરવામાં અમેરિકાએ બહુ મોટો નિશ્ચય

કર્યો મનાય. જે રાજ્યોને આ સવાલ સાથે સમ્બન્ધ છે તે સહુને આ નિર્ણયનાં ગભીર પરિણામ ભોગવવા વારો આવશે કેમકે આ અનિશ્ચિત જગતમાં જો કઇ પણ વસ્તુ નિશ્ચિત છે એમ કહી શકાય, તો એટલુ તો નિશ્ચિત છે જ કે એશિયાના દેશો કોઈ પણ સામ્રાજ્યને કે કોઈ પણ શિરજોરીને રાજીખુશીથી તાબે થવાના નથી, ને તેની સામે બળવો ઉઠાવ્યા વિના રહેવાના નથી એ કરોડોની પ્રજાઓનો ચાલુ બળવો હશે અને તેની પાછળ જે આવેશ ને ઝનૂન હશે તેને અણુબોમ્બ સુદ્ધાં દબાવી નહીં શકે અને એ બળવામાથી પેલી ભીષણ વસ્તુ — ત્રીજુ વિશ્વયુદ્ધ — ફાટી નીકળશે

એક સૂચના એવી કરવામાં આવી છે કે સામ્રાજ્યવાદના સકટને પહોંચી વળવા માટે એશિયાનાં રાષ્ટ્રોએ એક થઈ પોતાનુ જૂથ બાધવુ જોઈએ એમ બન્યા વિના રહેવાનુ જ નથી, અને આ રાષ્ટ્રો સ્વાભાવિક રીતે એવા જ લેકોની સામે નજર નાખશે જેઓ એમને આઝાદી આપવાના પક્ષમા હશે

હિંદમા આપણે મોટા બનાવોને કાંઠે ઊભા છીએ એ બનાવોની શરૂઆત બ્રિટિશ સરકારને હાથે થાય એના કરતાં વધારે આપણી પ્રજાને હાથે થવાનો સભવ છે ગયા સાડાત્રણ વરસમાં આ સરકારે રાષ્ટ્રીય દિલચાલને કચડી નાખવાનો પ્રયાસ કર્યો, તેમ કરવામા અતિશય ત્રાસ ને પશુતાનો પ્રયોગ પણ પૂરેપૂરો થયો પણ એ પ્રયાસ નિષ્ફળ નીવડ્યો છે, અને હિંદી પ્રજા અગાઉ કદી નહોતી એટલી સબળ બની છે, ને આઝાદી મેળવવાનો તેનો નિર્ધાર અગાઉ હતો તેના કરતો અનેકગણો વધ્યો છે હું જ્યાં જ્યાં ગયો છું ત્યાં બધે મે જોયું છે કે લોકોમા વ્યાકુળતા છે, અધીરાઈનો જ્વર છે, પરદેશ અમલની ધૂસરી ફગાવી દેવાની ભીષણ ઇચ્છા છે, અને ગમે તે પરિણામ આવે તેની પરવા કર્યા વિના તાબે ન થવાનો નિર્ધાર છે દેશમાં જે વખતે આવુ માનસ પ્રવર્તે છે તે વખતે જૂની રીતે કામ ચલાવવાનુ કે વિલબ અને ઢીલ કરવાનુ બની શકે એમ

નથી. જો થોડા જ વખતમાં ફેરફાર — મવાળાથી તળિયા સુધી ધરમૂળનો ફેરફાર — નહીં થાય, તો તેને બદલે ભારે કટોકટીનો પ્રસંગ આવી પડશે એમાં શંકા નથી.

હિંદી રાજસ્થાનોના લોકોએ બાકીના હિંદની હારોહાર રહીને આગેકૂચ કરી છે. ૧૯૪૨માં ને ત્યારપછી તેમણે સરસ ભાગ ભજવ્યો છે; અને તેમનામાં અગાઉ કદી નહોતી એવી જાગૃતિ આજે જોવામાં આવે છે. આપણી આ પરિષદ ઉદેપુર જેવા પ્રાચીન અને ઐતિહાસિક નગરમાં મળી છે, એ જ બતાવે છે કે રાજસ્થાનો પ્રજાની હિલચાલ કેટલી આગળ વધી છે.

રાજસ્થાનોની પ્રજા આગળ વધી છે ખરી, પણ તેમનાં આપખુદ રાજ્યતન્ત્રો તો જ્યાં હતાં ત્યાંનાં ત્યાં જ ઊભાં છે; અથવા તેમનામાં ફેરફાર થયો હશે તો તે એટલો ઓછો છે કે નરી આંખે જોઈ શકાતો નથી. હિંદનાં રાજ્યો એક જૂના, ને નામશેષ થઈ ગયેલા, યુગના અવશેષો છે. તેઓ સર્વાંશે બ્રિટિશ સત્તાને અધીન છે. એ સત્તાએ જ તેમાંથી ઘણાંને પેદા કર્યાં છે, અને તેમનામાં કશા ફેરફાર થતા ઇરાદાપૂર્વક રોકયા છે; એમાં હેતુ એ છે કે હિંદમાં પોતાની સર્વોપરી સત્તા કાયમ રાખવા માટે આ રાજ્યોને સાધનરૂપે વાપરી શકાય. ૧૮૬૦ માં, તે વેળાના વાઇસરૉય લૉર્ડ કેનિંગે લખેલું: "સર જૉન માલકમે લાંબા વખત પર કહેલું કે આપણે જો આખા હિંદને ખાલસા કરીને તેના જિલ્લા (એટલે કે બ્રિટિશ હિંદના જિલ્લા) બનાવી દઈશું, તો આપણું સામ્રાજ્ય પચાસ વરસ પણ નહીં ટકે. પણ આપણે જો રાજકીય સત્તા વિનાનાં, પણ ચક્રવર્તી સત્તાની ઇચ્છા અનુસાર ચાલે એવાં, કેટલાંક દેશી રાજ્યોને કાયમ રાખી શકીશું, તો જ્યાં સુધી દરિયા પર આપણી સર્વોપરી સત્તા કાયમ રહેશે ત્યાં સુધી આપણે હિંદમાં ટકી શકીશું. આ મત ઘણે અંશે સાચો છે એ વિષે મને શંકા નથી; અને તાજેતરમાં બનેલા બનાવોને લીધે આપણે એના તરફ પહેલાંના કરતાં વધારે લક્ષ

આપવુ ધરે છે"

એ લેખકે દેશી રાજ્યોને 'હિંદમાં બ્રિટનની પાંચમી કતાર' એ નામ આપ્યુ છે ગયા દોઢસો વરસનો ઈતિહાસ એ નામને સાર્થક ઠરાવે છે દેશી રાજ્યોના એક પ્રતિનિધિ ને વળી । રશબ્રૂક વિલિયમ્સે ૧૯૩૦માં લખેલુ "આ ખડિયાં રાજ્યો આખા હિંદમા ખાલસા મુલકની સાથે અટપટી રીતે ગૂંથાઈ ગયાં છે તેમની હસ્તી એક મોટી સલામતીરૂપ છે જે મુલકને વિષે કજિયો થવાનો સભવ છે તેમાં જાણે મિત્રરાજ્યોના કિલ્લાઓની મોટી જાળ પાથરી હોય એના જેવી આ વાત છે અગ્રેજો સામે કોઈ મોરો બળવો જાગે તો, આ બળવાન અને વફાદાર દેશી રાજ્યોની જાળને લીધે, તેને હિંદમાં ફેલાવાનુ મુશ્કેલ થઈ પડે"

આપણે ઘણીવાર આ દેશી રાજ્યોના રાજાઓની ટીકા કરીએ છીએ ને તેમને દોષ દઈએ છીએ ઘણા દાખલાઓમાં તેઓ નિન્દાને પાત્ર હોય છે પણ આપણે એટલું યાદ રાખવુ ઘટે છે કે તેઓ તો કેવળ ચક્રવર્તી સત્તાના પડછાયારૂપ છે, અને દેશી રાજ્યોની પછાત દશા તો તે સત્તાને જ આભારી છે જેણે જાણીબૂજીને તેમને આજની દશામાં રાખ્યાં છે ને તેમની પ્રગતિ અટકાવી છે એ તો જાણીતું છે કે આગળ વધેલા કે સ્વતંત્ર વિચારવાળા રાજાઓ તરફ હિંદુસ્તાન સરકારનું 'પોલીટીકલ' ખાતું મીઠી નજરે જોતું નથી તેમાના ઘણાને માથે એ 'પોલીટીકલ' ખાતાએ નીમેલા દીવાનો ઠોકી બેસાડેલા છે એટલે, દેશી રાજ્યો જોડે કામ લેવામાં આપણે એક જુદા વેશવાળી બ્રિટિશ સરકાર જોડે કામ લઈએ છીએ એ સરકાર હિંદમાંથી જાય કે તરત જ આ સવાલનું રૂપ પૂરેપૂરુ બદલાઈ જશે સર જ્યોર્જ ડી મોંટમોરેન્સી નામના એક અગ્રેજ લેખકે 'ધી ઇન્ડિયન સ્ટેટ્સ એન્ડ ઇન્ડિયન ફેડરેશન' (હિંદનાં દેશી રાજ્યો અને હિંદનું સમૂહતંત્ર) એ નામનું પુસ્તક છેક ૧૯૪૨ માં લખ્યુ છે, તેમા આ વાત પર ભાર દીધો છે તે કહે છે "હિંદમા

દેશી રાજ્યોની સંખ્યા હજુ એટલી મોટી છે કે તે એક એવો કોયડો ઊભો કરે છે જેની ભીષણતા ઉત્તરોત્તર વધતી જાય છે, ને જેનો કશો ઉકેલ અત્યારે જડતો નથી...બ્રિટન જો હિંદમાં ચક્રવર્તીપદ પરથી ઊતરી જાય, તો આ રાજ્યો અમુક અંશે લોપ થઇ જાય ને બાકીના મુલક જોડે ભળી જાય." એક વાત જાણવા જેવી છે કે હૈદરાબાદના નિઝામ, જે હવે સર્વ રીતે સ્વતંત્ર હોવાનો દાવો કરે છે, તેમણે વરસેક પહેલાં ફરમાન જેવો એક ખરીતો પ્રગટ કરેલો, તેમાં આ જ લાગણીઓનો પડઘો પાડયો હતો.

ડી મોંટમોરેન્સી કહે છે કે આ સવાલનો કશો ઉકેલ જડતો નથી; અને છતાં તેણે પોતે જે દેખીતો ઉકેલ છે તે સૂચવ્યો છે— તે એ કે હિંદમાંથી બ્રિટિશ સત્તાને રુખસદ આપવી. આ સુખદ ઘટના જ્યારે બનશે ત્યારે આપણા ઘણા સવાલોનો—જેમાં કોમી સવાલ પણ આવી જાય છે—ઉકેલ આવી જશે.

જ્યાં આવી સ્થિતિ છે ત્યાં તહનામાંના હક અથવા જેને 'સ્વતંત્રતા' કહેવામાં આવે છે તેની વાત દેશી રાજ્યોને વિષે કરવી અસ્થાને છે ને હાંસી ઉપજાવે એવી છે. બેશક સોથી પણ વધારે વરસ ઉપર થયેલાં આ તહનામાંનું ઓઠું લેવાનો વિચાર કોઈ પણ જવાબદાર માણસથી કરી શકાય જ નહીં વળી એ પણ યાદ રાખવાનું છે કે કુલ ૬૦૦ જેટલાં રાજ્યોમાંથી માત્ર ચાળીસેક રાજ્યોને જ અંગ્રેજી સત્તા જોડે એવાં તહનામાં થયેલાં છે. બીજાં રાજ્યોનો બ્રિટિશ ચક્રવર્તી સત્તા સાથેનો સંબન્ધ તો 'બોલી' 'સનદો', 'છૂટછાટ', 'રાજકીય પ્રથા' અને 'ચાલતા આવેલા રિવાજ'ને આધારે જ ચાલે છે. રાજ્યોનાં કદ, મહત્ત્વ ને સાધનસંપત્તિમાં ઘણા જ મોટા તફાવતો છે. તેમાંનાં ઘણા મોટા ભાગનાં તો રાજ્યો જ નથી, પણ જાગીરો છે, ને તેના રાજ્યકર્તાઓને કંઈક વિશેષ અધિકારો મળેલા છે એટલું જ. ૧૯૩૫ ના

રાજ્યઅધારણના કાયદામાં ૧૪૩ નાં જ નામ દેશી રાજ્યોની યાદીમાં આપ્યાં છે. એમાંથી પણ માત્ર ૫૨ ને જ સમૂહતંત્ર માટે કલ્પેલી ધારાસભામાં નોખું પ્રતિનિધિત્વ આપેલું છે; ને બાકીના ૯૧ નું તો એ બાબતમાં એક નોખું ઝૂમખું જ બનાવ્યું છે

આમ, જાણે આ બધાં કહેવાતાં 'રાજ્યો'ના સવાલો એક-સરખા હોય એવી રીતે, એમને એક જ જૂથમાં મૂકવા એ હસવા જેવી વાત છે. એ વિષયમાં પહેલું પગલું તો એ ભરવાનું છે કે જે રાજ્યો નોખાં રહીને પણ પોતાનો કારભાર સચોટ રીતે ચલાવી શકે તેને, પોતાનો કારભાર અલગ રહીને ન ચલાવી શકે એવાં રાજ્યોથી નોખાં પાડવાં જોઈએ. કોઈ પણ રાજ્યમાં આવી શક્તિ છે કે નહીં તેની કસોટી કેવી રીતે કરાય? ૧૯૨૯ માં લુધિયાનામાં મળેલી રાજસ્થાન પ્રજા પરિષદે સૂચવેલું કે આ પરીક્ષા તે તે રાજ્યની વસ્તી ને આમદાની જોઈને કરી શકાય એ કસોટી સહેજે લાગુ પાડી શકાય એવી હતી આ કસોટીને હજુ વધારે કડક બનાવવી એ કદાચ વધારે સારુ પડશે. પણ ખરી કસોટી તો આ છે: કોઈ પણ રાજ્ય આજે જે રીતે રચાયેલું છે તે સ્થિતિમાં તે સામાજિક તેમજ આર્થિક ક્ષેત્રમાં પ્રજાને આધુનિક ઢબની સુખ-સગવડો પૂરી પાડી શકે એમ છે ખરું? એવી ગુંજાશ તેનામાં ન હોય, તો તેને કોઈ મોટા ઘટકમાં સમાવી દેવું જ જોઈએ તે જો આ ઢબની સુખસગવડો પ્રજાને આપી શકે એમ હોય, તો હિંદી સમૂહતંત્રમાં તે એક નોખો ને સ્વતંત્ર ઘટક ગણાશે. સંભવ છે કે, કોઈ પણ ગણતરીએ તપાસી જોતાં, આવાં રાજ્યોની સંખ્યા વીસથી વધારે નહીં થાય.

આ સવાલનો ઉકેલ આણવાનો રસ્તો એ છે કે પ્રજાનાં કલ્યાણ અને પ્રગતિનો વિચાર સૌથી પહેલો કરવો. બીજી બધી બાબતો ગૌણ છે; ને પ્રજાના હિતનો વિચાર થયા પછી જ બીજી બાબતો તરફ નજર નાખી શકાય. આને જો રાજકીય સ્વરાજ,

લોકશાસનવાળું રાજ્યતંત્ર, પ્રજાજનોની મૂળભૂત સ્વતંત્રતા ને હકોની રક્ષા વિષે બાંહેધરી, અને સ્વતંત્ર સત્તાવાળો ન્યાયાધીશવર્ગ, એ બધા સવાલો પણ ઊભા થાય છે. પ્રજાની આર્થિક સ્વતંત્રતા, અને વ્યક્તિના વિકાસ પર ગજ્વાડી કે બીજા કોઈ પણ પ્રકારનાં બંધન હોય તેનું નિવારણ; એ પ્રશ્નો પણ આને અંગે એટલા જ પ્રમાણમાં ઊભા થાય છે. રાજપુતાનાનાં કેટલાંક રાજ્યોમાં હજુ એવા શરમભરેલા રિવાજ ટકી રહ્યા છે જેને કોઈ પણ આધુનિક રાજ્યે સાંખી લેવા ન જોઈએ. ત્યાં જે ' દરોગા પદ્ધતિ ' ચાલે છે તે એક જાતની ગુલામી છે, ને તેમાં પુરુષો કરતાં સ્ત્રીઓને વધારે દુઃખ વેઠવું પડે છે. બેગાર એટલે કે વેઠ પણ ચાલે છે રાજાના ભાયાતોની જે જાગીરી પદ્ધતિ ચાલે છે તેમાં જાગીરદારોને ન્યાય કરવાનો, મહેસૂલ ઉઘરાવવાની પોલીસને લગતી, ને બીજી સત્તાઓ એવી અપાયેલી છે કે એને લીધે આ જાગીરો બીજા પ્રદેશ કરતાં વધારે જોહુકમીવાળા ને પછાત રહી ગઈ છે. તે ઉપરાંત વળી પછાત વર્ગો ને આદિવાસીઓ છે, તેમને કાયદા ને રિવાજ બંનેને જોરે દબાવી રાખવામાં આવે છે, ને તેમને પોતાનો વિકાસ સાધવાની જરા પણ છૂટ કે સમવડ મળતી નથી

આખી પ્રજા દારિદ્ર્ય ને અધોગતિના જે કળણમાં આટલા લાંબા કાળથી પડી રહી છે તેમાંથી તેણે જો ઊઠવું હોય, તો આ બધા હાનિકારક અવશેષો નાબૂદ થવા જ જોઈશે, એ દેખીતું છે. કેમકે આપણે જે ભાવિની કલ્પના કરીએ છીએ તેમાં દરેક નાગરિક—પુરુષ તેમજ સ્ત્રી—ને માટે સમાન હકો ને એકસરખી તકોની ગોઠવણ થવી જોઈશે; કાયદાના ને સમાજના જુલમ અને અન્યાય દૂર થવા જોઈશે

રાજાઓનું શું ? વ્યક્તિ તરીકે તેમના ગુણ કે દોષ ગમે તે હોય, પણ આપણે ખરેખર તો એ તન્ત્રની સાથે કામ લેવાનું છે.

એ તન્ત્રને માટે બ્રિટિશ સરકાર જવાબદાર હતી અને છે. રાજાઓ સાથે આપણે મિત્રાચારીથી કામ લેવું જોઈએ. આપણી આગળ જે મોટાં મોટાં કામો કરવાનાં પડેલાં છે તેમાં સાથ આપવા આપણે તેમને નોતરવા જોઈએ. તેમણે એટલું સમજવું જોઈએ કે આ કામો હાથમાં લીધે જ છૂટકો છે; મોટા મોટા ફેરફારો થયા વિના રહેવાના નથી; અને તેઓ પરદેશી સત્તાના રક્ષણ પર ઝાઝો વખત આધાર રાખી શકવાના નથી. એવો આધાર રાખવામાં તેમની શોભા કે દેશદાઝ કોઈ કાળે નહોતી; પણ આજે તો એવો આધાર રાખવાની જરૂર પણ નથી, ને રાજાઓએ સ્વાર્થનો વિચાર કરીને પણ બીજી દિશામાં નજર નાખવી જોઈએ એ દિશા તે પ્રજા તરફની છે હિંદમાં ભાવિ કેવા પ્રકારનું ઘડાશે એ કોઈ માણસ કહી શકે એમ નથી: કેમકે દુનિયા ઝપાટાભેર બદલાય છે, ને આપણે તેની હારોહાર ચાલવું રહ્યું છે. એટલે રાજાઓનું ભવિષ્યમાં શું થશે એ કોઈ માણસથી કહી શકાય એમ નથી. આપણામાંથી જેઓ બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થઈને રહેશે ને તે પ્રમાણે બદલાતા જશે તેમને જ એ ભાવિમાં સ્થાન મળી શકે એમ છે. છેવટે તો આ તેમજ બીજા સવાલોનો નિર્ણય હિન્દની પ્રજાએ જ કરવાનો રહેશે. પણ ભવિષ્યમાં થોડા જ વખતમાં આપણને ઘટનાઓને ધારી દિશાએ વાળવાની તક મળે એ સંભવિત છે એમ બને, તો આપણે સંક્રમણનો કાળ ઝપાટાભેર વહી જાય છતાં તે સર્વ પક્ષોને મુંઝાવો નીવડે એવી તજવીજ બનતે પ્રયાસે કરવી જોઈએ.

હું પાછળ કહી ગયો કે દેશી રાજ્યોમાંથી ઘણાંખરાં આર્થિક વિષયમાં પોતાના પગ પર ઊભાં રહી શકે એમ નથી તેમને પડોશના પ્રદેશોમાં ભેળવી દીધા વિના છૂટકો જ નથી. આ ભેળવણી અથવા જોડાણ ખાલસા મુલકના પ્રાન્તો જોડે થાય, પશ્ચિમ હિંદમાં થોડા જ વખત પર બન્યું છે તેમ બીજાં દેશી રાજ્યો જોડે ન થાય, એ મને અગત્યનું લાગે છે. અનેક નાનાં રાજ્યોને જોડીને મોટું

રાજ્ય ઊભું કરવું એ પણ ઇચ્છવાજોગ નથી. એવા રાજ્યમાં તો ઇતિહાસ કે પૂર્વપરંપરા કે એકતા એમાંનું કશું નહીં હોય; માત્ર કેટલાક પછાત પ્રદેશોને સાવ કૃત્રિમ-રીતે જોડેલા હશે; ને તેમને એકસૂત્રે જોડનારું કશું તત્ત્વ મોજૂદ નહીં હોય. એટલે એ પ્રદેશોનું જોડાણ ખાલસા મુલકના પ્રાન્તો સાથે થવું જોઈએ. એવાં નાનાં રાજ્યોના રાજ્યકર્તાઓને કંઈક પેનશન આપી શકાય; અને તે ઉપરાંત, તેમનામાં જો લાયકાત હોય તો, બીજી રીતે પ્રજાની સેવા કરવાનું ઉત્તેજન પણ તેમને આપી શકાય.

બીજાં જે પંદરથી વીસ રાજ્યો રહ્યાં, ને જેમને સમૂહતન્ત્રમાં નોખી બેઠકો મળશે, ત્યાં રાજાઓ લોકશાસનવાળા રાજ્યતન્ત્રમાં, બંધારણની મર્યાદામાં રહીને, રાજ્ય કરશે. આમાંના કેટલાક રાજા-મહારાજાઓ પ્રાચીન કુળોના વંશજો છે; ને એ કુળોની પાછળ જૂનો ઇતિહાસ અને પ્રણાલિકા પડેલાં છે. જૂના વખતના રાજપૂતોએ જે પરાક્રમો કરેલાં, અથવા તો મેવાડના સૂર્યવંશીઓએ હિંદના ઇતિહાસમાં જે ગૌરવભર્યો ભાગ ભજવ્યો છે તે કોણ ભૂલી શકે?

પણ લોકશાસન અથવા ડેમોક્રસી કોઈ પણ પ્રકારની જહાંગીરી અથવા આપખુદ સત્તાને સાંખી શકે એમ નથી; એ બે વસ્તુને એકબીજા સાથે મેળ ખાય એવો છે જ નહીં. આજે તો, કદાચ એક જ અપવાદ બાદ કરતાં, સર્વ રાજ્યોમાં આપખુદ સત્તા ચાલે છે; ક્યાંક ક્યાંક કેટલાક સુધારા થયા છે, પણ એથી કશો ફરક પડ્યો નથી. હૈદરાબાદ એ હિંદનાં રાજ્યોમાં અગ્રેસર છે — એ.કલા કદમાં પહેલું નથી, પણ પ્રજાને નાગરિક તરીકેની તમજ લોકશાસનને શોભે એવી સર્વ પ્રકારની સ્વતન્ત્રતા ન આપવામાં પણ પહેલે નંબર છે. તે રાજ્યમાં તો આ આપખુદ સત્તાના સમર્થન માટે એક દાર્શનિક સિદ્ધાન્ત પણ ઘડી કાઢવામાં આવ્યો છે. હૈદરાબાદમાં જે સુધારાની દરખાસ્તો કરવામાં આવી છે તેમાં કહ્યું છે. "રાજા એ પોતે જ પ્રત્યક્ષ રીતે પ્રજાના પ્રતિનિધિ છે; અને

તેથી કોઈ કામચલાઉ ચૂંટેલા પ્રતિનિધિઓ કરતાં એમનો પ્રજા સાથેનો સંબંધ વધારે સ્વાભાવિક અને ચિરસ્થાયી છે. તેઓ રાજ્યના સૌથી મોટા ઉપરી, અને પ્રજાના આધિપત્યનું મૂર્તિમંત રૂપ છે. એટલે આવી રાજ્યવ્યવસ્થામાં રાજ્યના એ સર્વોપરી અધિકારી કોઈ પણ કાયદાને મંજૂર કે નામંજૂર કરવાની સત્તા ધરાવે છે; એટલું જ નહીં પણ પોતાના કારોબારી અધિકારીઓને નીમવાનો કે રજા આપવાનો ખાસ અધિકાર ધરાવે છે; અને આમ કરી તેઓ પોતાની પ્રજાની વધતી જતી જરૂરિયાતોને સંતોષે છે."

આથી સાવ ઊલટું તે ઔંધના નાનકડા રાજ્યનું, થોડાં જ વરસ પર ઘડાયેલું, બંધારણ છે. (ઉપર જે અપવાદનો ઉલ્લેખ કર્યો છે તે ઔંધનો જ છે.) એમાં કહેલું છે કે રાજા એ "પ્રજાના પ્રથમ સેવક ને તેના અંતરાત્માને પ્રમટ રૂપ આપનાર હશે." ત્યાં ચૂંટાયેલી ધારાસભાને રાજ્યની સર્વોપરી સત્તા આપવામાં આવી છે; અને રાજાને માત્ર અમુક કામનો અમલ થતો મોકૂફ રખાવવાની જ સત્તા છે. તેમના ખાનગી ખરચની પણ મનાઈ કરવાની સત્તા ધારાસભાને છે. આ નાના રાજ્યે તેના લોકશાસનને ઘણે અંશે શોભાવ્યું છે; અને તેણે પ્રજાને ન્યાય આપવા માટે પણ સાદું, સસ્તું, ને ઝડપથી કામ કરનારું તન્ત્ર ઊભું કર્યું છે.

થોડા વખત પર રિવાંના મહારાજાએ પોતાની પ્રજાને જવાબદાર રાજ્યતન્ત્ર આપ્યાની જાહેરાત કરી છે. એ જાહેરાત વિચિત્ર સંજોગોમાં થઈ હતી, કેમકે તેમની પાસેથી તેમની સામાન્ય સત્તા હિંદુસ્તાન સરકારના 'પોલીટીકલ' ખાતાએ લઈ લીધી હતી. છતાં આપણે એ જાહેરાતને વધાવી લેવી જોઈએ, અને પોલીટીકલ ખાતાએ તેનો અમલ કરવો જોઈએ. એમાં કંઈ પણ અંતરાય આવશે કે વિલંબ થશે, તો તે પરથી, એવો જ ખ્યાલ બંધાશે કે દેશી રાજ્યોમાં જવાબદાર રાજ્યતન્ત્ર સ્થપાય એ હિંદુસ્તાન સરકારને રુચતી વાત નથી.

મોટાં દેશી રાજ્યોમાં જો રાજ્યનો વહીવટ ચલાવનારું સુધરેલું ને લોકશાસનવાળું તન્ત્ર હોય, તો તે રાજ્યો હિંદના સમૂહતન્ત્રમાં સ્વતન્ત્ર ઘટકો તરીકે મહત્ત્વનો ને વિશિષ્ટ પ્રકારનો ભાગ ભજવી શકે એમ છે. કલા ને સંસ્કારની, તથા હુન્નરઉદ્યોગની, જે જૂની પ્રણાલિકાઓ દુર્ભાગ્યે આજે હિંદમાં અતિશય વિરલ થઈ પડી છે, તે ઘણી જગાએ આ રાજ્યોએ સાચવી રાખી છે.

હિંદના રાજ્યબંધારણમાં થોડા વખતમાં ફેરફારો થવાના સંભવની, બંધારણ ઘડનારી સભાની, અને ત્યારપછી હિંદ અને ઇંગ્લંડ વચ્ચે તહનામું થવાની, ઘણી વાત આજે ચાલી રહી છે. અત્યારે હિંદ અને ઇંગ્લંડમાં જે કંઈ બની રહ્યું છે તે પરથી એવી તો આશા બંધાતી નથી કે થોડા વખતમાં કંઈ અગત્યના પગલા ભરાવાનાં છે. સંભવ છે કે હજુ વિલંબ કરવાના બીજા પ્રયત્નો થશે, અથવા તો સ્વીકારી ન શકાય એવી કંઈક દરખાસ્તો રજૂ કરવામાં આવશે. બ્રિટિશ સરકારે ભૂતકાળમાં સર્વ પ્રકારના વિધ્વંસક ને ભાગલા પાડનારાં—જુદી જુદી કોમોનાં તેમજ દેશી રિયાસતોનાં—બળોને તેમજ સામાજિક બાબતોમાં પ્રગતિની આડે આવનારા સમૂહોને પણ, ઉત્તેજન આપ્યું છે. તેણે પોતાની નીતિ બદલી હોય એવાં કશાં ચિહ્નો હજુ તો દેખાતાં નથી; અને સંભવ છે કે થોડા જ વખતમાં આપણે માથે ઉપાધિ આવી પડવી નિર્માયેલી હોય. છતાં એટલું તો ચોક્કસ છે કે દેશની પરિસ્થિતિ લાંબો વખત સ્થગિત રહી શકે એમ નથી. કંઈક મોટો ફેરફાર થયે જ છૂટકો છે, અને આખરે હિંદનું બંધારણ છેવટે પ્રજાના ચૂંટેલા પ્રતિનિધિઓને હાથે ઘડાયા વિના રહેવાનું નથી. એ બંધારણ સમૂહતન્ત્રને ધોરણે સ્થાપેલા, લોકશાસનના તત્ત્વ પર ચાલનારા, રાજ્યને માટે જ હશે; ને તે સમૂહતન્ત્રમાં જોડાયેલા ઘટકોને પોતાનો કારભાર ચલાવવામાં ઘણી સ્વતન્ત્રતા આપવી પડશે. રાષ્ટ્રીય મહાસભાએ તો જાહેર કર્યું છે કે આવું સમૂહતન્ત્ર તેના જુદા જુદા ભાગો સ્વેચ્છાએ જોડાવાથી

એવી સલાહ આપવાની છે કે તેઓ પોતાની સત્તા વાપરીને રાજાઓ પાસે એક કામ તો અચૂક કરાવે, એટલે કે બંધારણના જે સુધારાથી થોડા જ વખતમાં પ્રજાને જવાબદાર ગણ્યતન્ત્ર મળવાનું છે તે સુધારામાં રાજાઓ સામેલ થાય. કોઈ પણ સમૂહતન્ત્રમાં પ્રાન્તોની પ્રજાના પ્રતિનિધિઓને બેજવાબદાર રાજાઓના નીમેલા માણસો ની જોડાજોડ બેસવાની ફરજ પાડવામાં આવે, તો એ સમૂહતન્ત્ર હિંદને હિતકારક નીવડે એમ માની શકાય જ નહીં પ્રજાના હાથમાં સત્તા સોંપીદેવાની બાબતમાં રાજાઓ તાજને (એટલે કે બાદશાહને) પગલે ચાલવા બંધાયેલા છે, એવો જે થી ગાંધીનો દાવો છે તેની સામે ખરેખર કશો જવાબ જ નથી"

ફીચના છેલ્લા વાક્યમાં, થોડા વખત પર કેટલાક રાજાઓએ રજૂ કરેલા દાવાનો ઉલ્લેખ છે એ રાજાઓ કહે છે કે અમે તો કોઈક રીતે બાકીના હિંદથી નોખા છીએ, અને અમારે ઇંગ્લંડના તાજ સાથે સીધો સબન્ધ છે આ દાવાની પાછળ નથી વસ્તુસ્થિતિનો કે નથી ઇતિહાસનો પાયો, અને ભવિષ્યની કોઈ ગોઠવણમાં તો તેમા એથીયે ઓછુ વજૂદ રહેશે પણ આ દાવો રજૂ થાય એમાં બ્રિટિશ સરકારને લાભ હતો, કેમકે એને કારણે તેને તો દેશી રાજ્યો ને બાકીના હિંદ વચ્ચે અંતરાય ખડો કરવાનું બહાનું મળી ગયું, અને વાઇસરૉયને દેશી રાજ્યો સાથેના સબન્ધમાં 'તાજના પ્રતિનિધિ' નું ઉપનામ અપાયું

રાજસ્થાની પ્રજા પરિષદની સ્થાયી સમિતિએ તો હમેશાં સાફસાફ કહ્યું છે કે લોકપ્રતિનિધિ સભામાં દેશી રાજ્યોના પ્રતિનિધિ પ્રજાના ચૂટેલા જ હોવા જોઈએ થોડા જ વખત પર જય પુરમાં વળી જાહેર કરેલું "રાજ્યબંધારણ ઘડનાર કોઈ પણ સભામાં દેશી રાજ્યો તરફથી જે સભ્યો આવે તે પ્રજાએ બહોળા મતાધિકારને ધોરણે ચૂટેલા હોવા જોઈએ, અને એ મતાધિકાર તે ઓછામાં ઓછો પ્રાન્તોની ધારાસભાઓ માટે અત્યારે ચાલે છે એટલો તો

હોવા જ જોઈએ. આવા પ્રતિનિધિએ પ્રજાની ઇચ્છાને રજૂ કરશે, અને પ્રાન્તોમાંથી આવેલા સભ્યોના જેવા જ દરજ્જો ને તેમના જેવું જ પ્રતિનિધિત્વ ધરાવશે. લોકપ્રતિનિધિ સભામાં બીજી કોઈ રીતે સભ્યોની નિમણૂક થશે, તો દેશી રાજ્યોમાંથી આવેલા સભ્યો હલકા દરજ્જાના ગણાશે; અને લોકશાસનની ઢબે ચૂંટાયેલા પ્રતિનિધિએ ને આપખુદ સત્તાએ નીમેલા માણસો એ બેનો જે શંભુમેળો થશે એમાં લોકશાસનની કાર્યપદ્ધતિની હાંસીપાત્ર નકલ થશે, અને સંભવ છે કે એમાંથી મડાગાંઠો પણ ઊભી થશે. તેથી દેશી રાજ્યોને પૂરેપૂરી લોકશાસનની ઢબે પ્રતિનિધિએ મોકલવાનો હક મળે એ જરૂરનું છે."

વળી એ પણ યાદ રાખવાનું છે કે અત્યારે ગણ્યાંગાંઠ્યાં રાજ્યોમાં જે ધારાસભાએ છે તેમને કશી ખરી સત્તા નથી, એટલું જ નહીં પણ તેમની રચના એવી રીતે થયેલી છે કે તેમાં રાજ્ય તરફથી નીમેલા સભ્યોનું જ પ્રમાણ ઘણું મોટું હોય છે.

દેશનું રાજ્યબંધારણ ઘડવા માટે સ્થપાયેલી લોકપ્રતિનિધિ સભામાં લોકશાસનની ઢબે યોગ્ય રીતે પ્રતિનિધિએ મોકલાય એનો અર્થ ગર્ભિત રીતે એવો ખચૂસ થાય છે કે દેશના આંતરિક કારો-બારમાં પણ લોકશાસન દાખલ થવું જોઈએ. નહીં તો પ્રજાના આ પ્રતિનિધિએ અને રાજ્યની સરકાર બેની વચ્ચે ઘર્ષણ થવાનું. ચૂંટાયેલી ધારાસભાએ, તથા જવાબદાર રાજ્યતન્ત્ર, નાગરિકોના મૂળભૂત હકો, ને ન્યાયાધીશ વર્ગની સ્વતન્ત્રતા, એ બાબતોમાં જે રાજ્ય બાકીના હિંદની હારમાં ન ઊભું રહી શકે તેનો સમૂહતન્ત્રમાં મેળ નહીં ખાય. સમૂહતન્ત્રના સભ્ય બનવું એ એક વિશેષ અધિ-કારની વાત ગણાશે; અને આવા રાજ્યને સમૂહતન્ત્રમાં દાખલ કરવું કે નહીં એનો નિર્ણય કરવાની સત્તા હિંદની પ્રજાના હાથમાં રહેશે.

દેશી રાજ્યો આઝાદ હિંદનાં અવિભાજ્ય અંગ હોવાં જોઈએ, ને તેમાં પૂરેપૂરું જવાબદાર રાજ્યતન્ત્ર હોવું જોઈએ, એ માગણી

ઉપર જ આપણી આખી ઇમારત રચાયેલી છે એવા આઝાદ હિંદમાં, સમૂહતન્ત્રમાં સામેલ થનારા જુદા જુદા ઘટકોમાં કંઈ ને કંઈ ફરક તો હોય પણ તેમની પાછળ સ્વતન્ત્ર સંસ્થાઓ અને સામાજિક ને આર્થિક કલ્યાણનાં અમુક ધોરણરૂપી કંઈક સમાનતાના અંશો પણ હોવા જ જોઈએ

આપણા ભાવિનો આધાર આખરે તો આપણી પ્રજાના બળ, સંગઠન ને ઐક્ય પર રહેલો છે એ ગુણો વધારવામાં મદદ કરવી એ આ પરિષદનો તથા તેની પાછળ રહેલા તન્ત્રનો ઉદ્દેશ છે આપણે ભૂતકાળમાં સારું કામ કર્યું છે, પણ તેનો વિસ્તાર મર્યાદિત હતો. આપણે જબરદસ્ત અંતરાયોનો સામનો કરવો પડ્યો છે, ને તેને લીધે આપણે ઘણી જગાએ આપણા લોકો પાસે પહોંચી શક્યા નથી એ અંતરાયો ધીરે ધીરે અલોપ થાય છે, અને આપણું સંયુક્ત બળ વધી રહ્યું છે આપણે એક વાત હમેશા યાદ રાખવાની છે આપણું કામ ને આપણી સંસ્થા સહુને માટે—જેઓ સમાજની સીડીને છેક છેલ્લે પગથિયે હોઈ જેમને મદદ ને ઉત્તેજનની જરૂર સૌથી વધારે છે તેમને માટે તો વિશેષે કરીને—હોવાં જોઈએ આપણાથી કોઈ એક જ સમૂહ કે કોમને માટે કામ કરી શકાય નહી તેમજ જે કોમીવાદે હિંદને આટલું બધું નુકસાન કર્યું છે તેની અસર આપણા કામ પર પડવા દેવાય નહી આઝાદ હિંદ ફોજે એકતાનો જે પાઠ આટલી સરસ રીતે બતાવી આપ્યો છે તે આપણે આ તેમજ બીજી કેટલીક બાબતોમાં શીખવો જોઈએ.

વધારે અસરકારક રીતે ને વધારે મોટા પાયા પર કામ ચલાવવા માટે આપણા બંધારણમાં ઘણા ફેરફારો અમે કર્યા છે, તે આ પરિષદ આગળ મંજૂરી માટે માટે રજૂ થશે આ ફેરફારોને લીધે આપણી સંસ્થા દેશી રાજ્યોની પ્રજાનું તેમજ જુદાં જુદાં રાજ્યોમાં કામ કરતાં અનેક પ્રજામંડળોનું, વધારે પ્રમાણમાં પ્રતિનિધિ બનશે પણ આપણે યાદ રાખવાનું છે કે અત્યારે પણ કેટલાક

રાજ્યો એવાં પછાત ને પીડાકારક કરનારાં છે કે તેઓ પ્રજાકીય સંસ્થાઓને કામ કરતાં અટકાવે છે. એમાંનું એક તે હૈદરાબાદ છે. ત્યાં ઘણાં વરસથી સ્ટેટ કૉંગ્રેસ પર પ્રતિબંધ મૂકેલો છે આપણા લોકોને જ્યાં આ પ્રાથમિક હકો ન અપાતા હોય, ત્યાં મોટા ફેરફારો-નો વિચાર કરવો એ જરા હાંસીપાત્ર છે. વળી ઘણાં રાજ્યોમાં જુલમ અને દમન ચાલતાં હોવાના ખબરો આપણી પાસે સતત આવ્યાં જ કરે છે. આ બાબતમાં થોડા વખત પર બિકાનેરે ભારે અપકીર્તિ પ્રાપ્ત કરી છે. દેશી રિયાસતોની જેલોમાં સ્થિતિ વધારે ખરાબ છે, અને રાજકીય કેદીઓની દશા ખેદજનક છે. આપણી લડતમાં જે ઘણા શહીદો થઈ ગયા છે તેમાંથી ખાસ કરીને એકના —ટેહરી રાજ્યના શ્રી. સુમનના—નામનો હું ઉલ્લેખ કરવા ઇચ્છું છું. રાજસ્થાનોની પ્રજાની આઝાદી માટે કામ કરનાર આ શૂરા ને ધગશવાળા જુવાન આપણને ઘણાને યાદ હશે. તેમની જોડે જેલમાં રાજ્યના અધિકારીઓએ જે વર્તન કર્યું તેને લીધે તેમનું મોત નીપજ્યું એમ કહીએ તો ચાલે

આપણે માટે આગળ ઉપર મોટું કામ પડેલું છે. આપણામાં જેટલી ધગશ અને શક્તિ હોય તે બધી વાપરીને આપણે તે કરવા મંડી પડીએ.

## ૧૩. શાન્તિનો માર્ગ

થોડા વખત પર મિ લૉઇડ જ્યૉર્જે આમની સભામાં ભાષણ કર્યું, તેમાં મોટાં સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાનાં જે 'નિર્ધન' છે તેમના તરફથી વકીલાત કરી હતી 'નિર્ધન' એ અર્થમાં કે એમની પાસે પરદેશોમાં વસાહતો નથી, એટલે તેમને કાચો માલ મેળવવાનાં ઠેકાણાં નથી, ને પોતાનાં કારખાનામાં બનેલો તૈયાર માલ વેચવા માટે સુરક્ષિત બજારો નથી નરી સામ્રાજ્યવાદી દૃષ્ટિએ જોતાં આ દલીલમાં વજૂદ હતું, એમ કદાચ કહી શકાય. આ જે 'નિર્ધન', અર્થાત્ વસાહતો વિનાનાં, રાષ્ટ્રો છે તેમને મોટા પ્રમાણમાં લાંચ અપાય તો તેથી કદાચ તેમની લડવાની ચળ થોડા વખત માટે શમે, અને યુરોપમાં હાલ તુરત મામલો તંગ થઈ ગયો છે તે નરમ પડે પણ સાથે સાથે એમ પણ બનવાનો સંભવ છે કે એ રાષ્ટ્રોની પ્રજાઓ તેમજ સરકારોની ભૂખ વધારે જગૃત થાય, અને તેમનાં મનમાં પાકી ખાતરી થઈ જાય કે લડાઈની ધમકી આપવાથી ને તે માટે તૈયારી કરવાથી લાભ થાય છે. તાત્કાળિક પરિણામ ભલે ગમે તે આવે, પણ આખરી પરિણામને વિષે ભાગ્યે જ કશી શંકા રહે છે — આખરે તો આ રાષ્ટ્રો વચ્ચે હરીફાઈ વધે છે, ને અથડામણો થયા વિના રહેતી નથી. અર્વાચીન સામ્રાજ્યવાદનો ઇતિહાસ આ રીતે જ રચાયો છે, અને જેમ જેમ નવી વસાહતોના મુલક તેના અમલ તળે આવતા ગયા છે, તેમ તેમ આ અથડામણો વધી છે. વિજ્ઞાન સહુને માટે ખોરાક, ફુરસદ, ને સદા વધતી જતી સુખસગવડ પૂરી પાડી શકે એમ છે, એ હકીકતને લીધે, આપણે જે વિચિત્ર અર્થવ્યવસ્થા તળે આજે રહીએ છીએ તેમાં, આ અથડામણો ઓછી થતી નથી, પણ ઊલટી બેકારીમાં તથા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઘર્ષણમાં વધારો કરે છે.

મિ. લૉઈડ જ્યોર્જનું ભાષણ સાંભળતાં એક વાત મને બહુ વિચિત્ર લાગી. તેમણે 'નિર્ધન' અર્થાત્ વસાહતો વિનાનાં રાજ્યોની દુર્દશા માટે આટલી બધી તીવ્ર લાગણી બતાવી; અને છતાં યુરોપના ગોરાઓની વસાહતો બનેલા પરાધીન દેશો ને તેમની પ્રજાઓ તરફ તો તેમણે પૂરેપૂરું દુર્લક્ષ કર્યું. આ પરાધીન દેશો ને તેમની પ્રજાઓને આ બાબતમાં કંઈ જ હક નથી કે તેમને કશું જ બોલવાનો અધિકાર નથી ? પણ હકની તથા નીતિધર્મની વાત બાજુએ રાખીએ તોયે, સામ્રાજ્યવાદી રાષ્ટ્રો પોતે મેળવેલી લૂંટ માંહોમાંહે વહેંચી લેશે એનાથી જગતમાં શાન્તિ કાયમની સ્થપાશે ને અવિચળ રહેશે, એવી એમની કલ્પના છે શું ?

'સધન' અને 'નિર્ધન'ના ભેદ જગતમાં છે ત્યાં સુધી સંઘર્ષણ અને લડાઈ ચાલુ રહેવાનાં; અને એ સ્થિતિનો અન્ત આણવો સારો છે. પણ બળવાન રાષ્ટ્રોને 'નિર્ધન' કહેવાં, અને જે ખરેખરા 'નિર્ધન' દેશો ને વર્ગો પરાધીન છે ને પરદેશીઓને હાથે ચુસાય છે તેમના તરફ દુર્લક્ષ કરવું, એ તો હાંસી જેવું લાગે છે. મિ. લૉઈડ જ્યોર્જની દલીલને લંબાવીને તેના તર્કશુદ્ધ પરિણામ સુધી લઈ જવી હોય, તો સૌથી પહેલાં તો નીચેથી શરૂ કરીને ઉપર સુધી સમાનતા સ્થાપવી જોઈએ; એક દેશ કે પ્રજા કે વર્ગ બીજાનું જે શોષણ કરતાં હોય તે બંધ કરવું જોઈએ; અને એ રીતે ઝઘડાઓનાં કારણો દૂર કરવાં જોઈએ. પણ બેશક એનો અર્થ તો એ જ થાય કે મૂડીવાદી સામ્રાજ્યવાદનો અન્ત આવે.

ઘણા શાન્તિવાદીઓ ને બીજા, જેઓ ખરા જિગરથી લડાઈ અટકાવવા ઇચ્છે છે, તેમની કલ્પના પ્રમાણે આ પરિણામ લાવવાનો રસ્તો એ છે કે યુરોપનાં અમુક રાષ્ટ્રોની લોભવૃત્તિને સન્તોષવી, ને એકંદરે સહુના પ્રતિ સદ્ભાવ રાખવાનો ઉપદેશ આપવો, પણ તે સિવાય બીજી બધી બાબતમાં જે સ્થિતિ ચાલતી આવી છે તે ચાલવા દેવી. તેમને એમ સમજાયું લાગતું નથી કે ચાલતી આવેલી સ્થિતિ

ચાલુ રાખવાથી જ ઝેરવેર અને ઝઘડા વધે છે, ને તેમાંથી લડાઈ સળગ્યા વિના રહેવાની નથી. આફ્રિકા કદાચ હજુ લાચારીથી આક્રમણનો ભોગ બને, પણ તે સદાકાળ એવી દશામાં નહીં રહે. હિંદ, ચીન, અને બીજા અનેક પરાધીન ને અર્ધ–સ્વાધીન દેશો, તેમની અત્યારની સ્થિતિમાં પણ, છેક નિર્બળ ને નિ:સહાય નથી. તેઓ પોતાની પરાધીનતા અને શોષણને કદી રાજીખુશીથી સાંખી શકે એમ નથી; અને તેઓ તેની સામે પોતાનું બધું બળ વાપરીને લડત ચલાવશે ઉપલા વર્ગોના લાભને માટે ચુસાઈ રહેલા વર્ગોનું પણ એવું જ છે, એ આપણે આપણી આસપાસ ચારે કોર જોઈ રહ્યા છીએ. પહેલાં ચાલુ સ્થિતિ બદલાય તે પછી જ લડાઈ અને લડાઈનાં કારણો નાબૂદ થવા પામશે.

બેશક ઉપરે તો આમાં રાજકીય અથવા સામાજિક ફેરફાર કરતાં કંઈક વધારે કરવું પડે છે. એમાં આપણી ટેવો, માન્યતાઓ ને મનોવૃત્તિઓમાં ફેરફાર કરવાનો આવે છે. અને એ અતિશય અઘરી ક્રિયા છે. પણ આપણી માન્યતાઓ ને મનોવૃત્તિઓનો આ ફેરફાર પણ, તેને માટે અનુકૂળ વાતાવરણ પેદા કર્યા વિના, થવા પામે એવો સંભવ નથી.

આ ધરમૂળના ફેરફારો કરવા કેવી રીતે? જિરાલ્ડ હર્ડ કહે છે કે માણસોનાં મન પર અસર પાડવી જોઈએ; આપણે લોકોની ખાતરી કરાવવી જોઈએ કે આ ફેરફાર કરવામાં તેમનું હિત રહેલું છે; સુખશાન્તિ અને રિદ્ધિસિદ્ધિના નવા યુગનો પાયો નાખવા માટે આપણે જગતની પરિષદ ભરવી જોઈએ. લોકોનાં મન પર અસર પાડવી ને તેમના વિચારો બદલાવવા એ વસ્તુ મહત્ત્વની છે, એની ના પાડનાર તો ભાગ્યે જ કોઈ માણસ નીકળશે. જગતની જે વાસ્તવિક હકીકતો છે તે આપણી તરફેણમાં છે. વિજ્ઞાન, બુદ્ધિ, સભ્યતા, 'યુગધર્મ', બધાંનો સ્વાર્થ વગેરે સૌ આપણને મદદ કરે એમ છે. અને ગમે ત્યારે પણ આપણે લોકોની પૂરતી સંખ્યાના

વિચારો બદલાવીશું નહીં ત્યાં સુધી આપણે આગળ વધી શકીએ એમ તો નથી જ

આ બધું કબૂલ કર્યા પછી પણ એક ન ઓળંગી શકાય એવી દીવાલ ઊભી રહે જ છે વિજ્ઞાનની નવામાં નવી શોધો સાથે મેળ ખાય એવી રીતે જો આપણે દુનિયાને બદલી શકીએ, અને તમામ દેશો ને વ્યક્તિઓને વિકાસનો પૂરેપૂરો અવકાશ આપી શકીએ, તો દુનિયામાં આપણ સહુને રહેવાની સુગમતા વધે, એ વાત સાવ સાચી છે. પણ બીજી એક વાત પણ એટલી જ સાચી છે કે આજે જે કેટલાક સમૂહો ને વર્ગો દોર ચલાવે છે તેમનો દોરદમામ જતો રહેશે; અને ખાસ કરીને તેમને વચગાળાના સન્ધિકાળમાં ઘણી મુસીબત ભોગવવી પડશે. નવી સમાજરચનાની ખૂબી તેમને ગળે નહીં ઊતરે; તેમ તેઓ નવો ફેરફાર સ્વીકારવા પણ રાજીખુશીથી તૈયાર નહીં થાય માણસોના વિચારો બદલાવવા, અને વિશાળ જનહિતને કાજે પૈસાનું નુકસાન તથા શરીરકષ્ટ વેઠવા પણ તેમને સમજાવવા, એ શક્ય છે. પણ એવું પરિવર્તન આખા સમૂહો ને વર્ગોમાં થતું જાણ્યું નથી તેઓ પોતપોતાના અક્કડ આદર્શોની અંદર જ હરેફરે છે, અને પોતાના સમૂહના સ્વાર્થને હાનિ કરે એવી કશી વાતને મનમાં દાખલ જ થવા દેતા નથી, અર્થાત્ તેને વિષે વિચાર જ કરવા તૈયાર થતા નથી. તેઓ સત્તાનાં પદો પર આરૂઢ થયેલા હોઈ, એ સત્તા ને લાગવગને વટાવે છે, ને લોકમત પર અસર પાડી તેને પોતાના પક્ષ તરફ વાળે છે આ વર્ગોના માનસ પર અસર પાડવાના જે પ્રયત્નની ઉપર વાત કરી તેની સામે તેઓ આ રીતે મોરચો માંડે છે, ને ઘણીવાર તેને વિફળ બનાવે છે.

આ તો જેમના સ્વાર્થ ઉપર કુહાડો પડવાનો છે તેમની વાત થઈ. તે સિવાયના બીજા વર્ગોના મન ઉપર અસર પાડી તેમના વિચારો બદલાવવામાં પણ આ મુશ્કેલી નડે છે, ને તેને ઓળંગવી એ પણ ઘણું કઠણ કામ છે. પણ ખુદ પોતાનો સ્વાર્થ સાધવા અહીં જમાવીને બેઠેલા પેધા સમૂહોનું શું ? એવો દરેક સમૂહ ને તેમનું

દરેક માણસ આપણા આદર્શો ને ધ્યેયો કબૂલ કરે ત્યાં સુધી આપણે શું અનિશ્ચિત મુદત લગી તેની રાહ જોયાં કરવી? અને લાંબી મુદત વીત્યા પછી પણ આપણે આ પ્રયત્નમાં સફળ થઈએ એવો સંભવ છે ખરો? દરમ્યાન જોખમ તો વધતું જાય છે, અને સંભવ છે કે આપણે વાટ જોતા ને પ્રાર્થના કરતા બેસીએ તે દરમ્યાન જ એ આફતનાં વાદળ આપણે માથે તૂટી પડશે.

એક દાખલો લઈએ. અમે અમારું ઘર વ્યવસ્થિત ગોઠવી શકીએ તે પહેલાં શું અમારે હિંદી રાજાઓના વર્ગ અથવા સમૂહનાં દિલ પલટાવી તેમની પાસે લોકશાસન અને સમાજવાદની વાતો કબૂલ કરાવ્યા વિના ન જ ચાલે? માની લો (જોકે એમ માનવું મુશ્કેલ છે) કે એમાંની કેટલીક વ્યક્તિઓનાં દિલ એવી રીતે પલટાય પણ એ સમૂહ પોતાનો રજવાડી દોર ને આપખુદી જતાં કરવાનું કબૂલ કરે, એ વાત કલ્પનામાં આવવી જ અશક્ય છે. આજે એમાંના ઘણાખરા પોતાનાં રાજ્યોને પોતાની ખાનગી મિરાસ કે જાગીર ગણે છે, અને માને છે કે એ રાજ્યોમાં મરજીમાં આવે એમ વર્તવાનો, અને આખા રાજ્યની આવક પોતાની જરૂરિયાતો ને પોતાના મોજ શોખને માટે વાપરવાનો, અમારો હક છે. કોઈ પણ નવી વ્યવસ્થામાં તેમને આ બધું જતું કર્યા વિના ચાલવાનું નથી, અને એ ફેરફાર તેઓ રાજીખુશીથી કદી કબૂલ કરવાના નથી.

સામ્રાજ્યવાદી રાષ્ટ્રો ને તેમના તાબેદાર દેશોને પણ આ જ વાતો લાગુ પડે છે. બ્રિટિશ સરકાર આજે દેશી રાજ્યોમાં ચાલતી નિર્મળ જહાંગીરીને બારેમાં બારે ટેકો આપી રહી છે,[૧] અને હિંદમાં

૧ સરખાવો 'દેશી રાજાઓ ચક્રવર્તી સત્તાના વફાદાર મિત્રો થઈને રહ્યા છે અને ચક્રવર્તી સત્તા તેના મિત્રોને પડતા મૂકવાની નથી કે તેમની લાગણી દુભાય એવી સલાહો કરવાની નથી. બ્રિટિશ સરકારે રાજાઓને તેમની પોતાની પ્રજા સામે નીચે ન ઉતારી આપ્યા હોય તો થાય છે એના કરતાં ઘણો જ એ ઓછો અન્યાય થવા પામે'—એડવર્ડ ટોમસન 'એનલિસ્ટ ઇંડિયા ફૉર ફ્રીડમ' (૧૯૪૦) પૃ ૭૧-૨ —અનુવાદક

જે વર્ગો પ્રગતિને રોકી રહ્યા છે ને જૂની વ્યવસ્થાને ટકાવવા માગે છે તે વર્ગો સાથે તેણે મિત્રતા બાંધી છે; એ હકીકતમાં ઘણો અર્થ રહેલો છે.

પોતાનો સ્વાર્થ સાધનારા ને અન્યાય ચલાવનારા આ વર્ગોનું માનસ પલટાવવાનો પ્રયત્ન સ્તુતિપાત્ર છે, ને તેના પર ભાર દેવા જેવો છે, એ સાચું. પણ આપણે ઉપર જોઈ ગયા તેમ એ પ્રયત્નથી કામ પૂરું પતતું નથી. જે સમૂહો જીદ લઈને બેઠા છે ને માનતા નથી તેમને નવો ફેરફાર કબૂલ કરવાનું કે તેને વશ થવાનું સમજાવવા માટે એથી કંઈક વધારેની જરૂર રહે છે. એ કંઈક તે દબાણ અથવા કોક જાતની જબરદસ્તી છે. તેની સાથેસાથે એવા સંજોગો પણ પેદા કરવા જોઈએ કે ફેરફાર ટાળવાનો પ્રયત્ન કરીને વધારે હાનિ વેઠવા કરતાં તે ફેરફાર કબૂલ કરી લેવામાં જ આ જામેલા સ્વાર્થો-વાળા વર્ગોને વધારે લાભ દેખાય.

બળજબરીનો પ્રયત્ન તરત જ માનસપરિવર્તનના પ્રયાસ જોડે અંથડામણમાં આવે છે આપણે પાછા હતા ત્યાંના ત્યાં જઈને ઊભા રહીએ છીએ. એમાંથી બહાર નીકળવાનો કંઈ રસ્તો જ નથી શું? જે ભય, દ્વેષ અને લોભ કોઈ પણ જાતના સંઘર્ષની જોડે જડાયેલા હોય છે ને જે વિજયનાં પરિણામ ઉપર સુદ્ધાં પાણી ફેરવે છે, તે ભય, દ્વેષ અને લોભનું પ્રમાણ ઘટાડીને ઓછામાં ઓછું કરે એવી રીતે આ બળજબરીનો પ્રયોગ કરી શકાય એવો નથી હોતો? એ વર્ગોના વિચાર ને તેમનું માનસ પલટાવવાનો પ્રયત્ન કરવો, એ બે વાતો સાથેસાથે બની શકે ખરી?

હું માનું છું ખરો કોયડો આ છે. શાન્તિવાદીઓ સામાન્ય રીતે તેને ટાળતા લાગે છે, ને તેથી તેમના કામની ચચોટ અસર થતી દેખાતી નથી. તેઓ નછૂટકે અન્યાયી પ્રથાને ટકાવનારા નીવડે છે, અને જે કારણોને લીધે લડાઈ જાગે છે તે કારણોને જ તેઓ ટેકો આપે છે. શાન્તિની જોરશોરથી હિમાયત કરનારા, ને હિંસા સામે

દંડનાં પગલાં ભરવાની ભલામણ કરનારા, એક પુરુષ, જેમને શાન્તિ માટેનું નોબલ પારિતોષિક મળ્યું છે, તે અમને હિંદીઓને કહે છે કે અમે સાંકડા મનના ને અવળચંડા છીએ, કેમકે અમે બ્રિટિશ સામ્રાજ્યની ખૂબી સમજતા નથી ને તેમાંથી બહાર નીકળી જવા માગીએ છીએ.

મને આ લખતાં એક મુશ્કેલી એ લાગે છે કે આ વિષય પર જિરાલ્ડ હર્ડે જે લેખો લખ્યા છે તે બધા મેં જોયા નથી, અને તેથી તે શાં તાત્કાલિક વહેવારુ પગલાં સૂચવે છે એ હું જાણતો નથી. અત્યાર સુધી તો શાન્તિવાદીઓની દરખાસ્તોમાં હું એવાં કશાં વહેવારુ કે સચોટ પગલાં જોઈ શક્યો નથી. અત્યારના મજેજોમાં આખા જગતની શાન્તિ પરિષદ ભરવાની દરખાસ્તમાંથી કશું પણ પરિણામ નીપજે એવું મારા માન્યામાં સહેજે આવતું નથી.

આ પ્રશ્નનો એકમાત્ર વહેવારુ ઉકેલ ગાંધીજીએ બતાવ્યો. એ આખરી ઉકેલ હતો કે નહીં તે તો હજુ જોવાનું છે. પણ ઈસુનું ગિરિપ્રવચન અને અસરકારક વહેવારુ કાર્ય એ બેનો સંયોગ એમાં સાધેલો હતો એમાં શંકા નથી. તેમની કાર્યપદ્ધતિનો વિચાર કરતાં આપણે વિજ્ઞાન, આધુનિક ઉદ્યોગ, તપશ્ચર્યા કે સન્તતિનિયમન વિષેના તેમના મતોની ચર્ચામાં ઊતરી વિષયાન્તર થવા દેવું ઘટતું નથી. આપણે જે વિષયની ચર્ચા કરીએ છીએ તેમાં એમની જે પ્રક્રિયા ને કામ લેવાની રીત છે તે પેલા બીજા વિષયોના વિચારોથી સાવ જુદી છે; જોકે તે કેટલીકવાર એ વિચારોથી રંગાતી હશે ખરી. તેઓ અન્યાય કરનાર વર્ગોનું માનસ પલટાવવા માગે છે; સાધ્ય કરતાં સાધનને ગૌણ ગણતા નથી; ઝેરવેર ને ભય ઓછાં કરવાનો સતત પ્રયાસ કરે છે; વિરોધીઓને મિત્ર બનાવવા હંમેશાં ગરજી હોય છે; અને છતાં તેમની રીતમાં અસરકારક ને વેગવાન કાર્ય રહેલું હોય છે. કેમકે એટલું યાદ રાખવાની જરૂર છે કે એમની શિસ્તભાષામાં 'અ' ઘણો વપરાયો છે ખરો (દા. ત. અહિંસા, અસહકાર વિ.) છતાં,

એ દિલચાલ નિષેધવાચક, નિષ્ક્રિય વસ્તુ ન હતી. તે તો સક્રિય, વેગવાન, ને શક્તિપ્રેરક ગુણેશ હતી. લાંબા વખતની પરાધીનતાને લીધે જે નાસીપાસી ને લાચારી આવી જાય છે તેના કળણમાંથી તેણે આખી પ્રજાને બહાર કાઢી. પોતે દીનહીન ને હલકી છે એવો જે ખ્યાલ પ્રજાના મનમાં બંધાઈ ગયો હતો તે કંઈ નહીં તો અમુક અંશે તો દૂર કર્યો જ. અને આ બધું કરતાં વિરોધી પક્ષ પ્રત્યે ઓછામાં ઓછો વેરભાવ પેદા થવા દીધો. બેશક લોકો ક્યારેક એ માર્ગેથી ચળ્યા, અને કડવાશ ને ઝેરવેર પણ ક્યારેક પેદા થયાં. પણ આશ્ચર્યની વાત તો એ છે કે એ દાખલા બહુ જ થોડા હતા. થોડાંક વરસની ટૂંકી મુદતમાં તેઓ આ અજબ ફેરફાર કરાવી શક્યા, એ વસ્તુ ખરેખર છક કરી નાખે એવી છે.

હિન્દી પ્રજા પર જે અસર પડી તે બહુ જ સ્પષ્ટ ને દેખીતી હતી; અને એ જ એક મોટી સફળતા હતી બ્રિટિશ પ્રજા પર જે અસર પડી તે પણ જુદી જાતની, છતાં એટલી જ સચોટ હતી. કેટલીક વ્યક્તિઓને બાદ કરીએ, તો એ પ્રજામાં વિરોધની લાગણી ઉત્તરોત્તર વધતી ગઈ. એનું કારણ કંઈક અંશે એ હતું કે ઇંગ્લંડમાં હિન્દ વિષેની ખબરો દબાવી દેવામાં આવતી અથવા તો વિકૃત રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવતી. લંડનના ફ્લીટ સ્ટ્રીટે (જે લત્તામાં ત્યાંનાં મોટામાં મોટાં છાપાંની ઓફીસો છે) હિન્દ સામે મનાઈહુકમ કાઢ્યો. કોઈ મહારાજાનાં વિચિત્ર કરતૂતો છાપવાનાં હોય ત્યારે માત્ર તેની જાહેરાત જોરશોરથી કરવામાં આવતી. હિન્દમાં કરોડો માણસો ભય અને ત્રાસરૂપી ઓથારથી ભીંસાઈ જતાં હતાં, ત્યારે ઇંગ્લંડના લોકો ઘણુંખરું બેશક એમ જ કલ્પી લેતા કે ‘બ્રિટિશ તાજમાંના આ તેજસ્વી રત્ન’માં બધું આલબેલ છે.[૧]

---

૧ આમની સભાના એક સભ્યે ૧૯૪૦ના મેમાં એડવર્ડ ટોમસનને કહેલું: “હિંદ ! હિંદ ! પણ હિંદની બાબતમાં ખોટું શું થાય છે ? હિંદને વિષે વિચાર કરવાનું કશું કારણ નથી ”—‘એનલિસ્ટ ઇંડિયા ફૉર ફ્રીડમ’ (૧૯૪૦), પૃ ૫. —અનુવાદક

પણ ખબરો અવારનવાર ટીપું ટીપું કરીને પહોંચી જતી; અને ખબરોને દબાવવાના આટલા પ્રયત્નો છતાં, આ વિષયની માહિતી ધરાવનાર લોકોને તો હિન્દમાં શું શું બની રહ્યું છે તેનો ઠીકઠીક ખ્યાલ મળી રહેતો તે છતાં, આ માહિતીવાળા ને બુદ્ધિશાળી તથા ઉદાર ને વિશાળ માનસવાળા લોકો—એઓ દૂરદૂર વસતી પ્રજાઓ ને બીજા સ્વાર્થોનો સવાલ હોય ત્યારે સ્વતન્ત્રતા વિષેનો પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતા—તેઓ હિંદ અને તેની પ્રજા પ્રત્યે વધારે ને વધારે વિરોધ દાખવતા ગયા; અને જે કામો સ્વદેશની નજીક થતાં જોઈને તેમને આઘાત થતો તે જ કામો તેમની પોતાની સરકારે હિન્દમાં કર્યાં તેને તેમણે સાંખી લીધાં. માણસનો પોતાનો સ્વાર્થ હોય ત્યારે સારાસારનો વિવેક કરવાની તેની શક્તિ કેવી વિકૃત બની જાય છે ને તેની ધર્મબુદ્ધિ કેવી દબાઈ જાય છે, તેનો એ એક બહુ સચોટ દાખલો હતો.

હિન્દમાં બ્રિટિશ અમલદારો ઉપર પણ એવી જ અસર થઈ. પણ તેઓ તો એ દેશમાં બનતા બનાવોની વચ્ચોવચ્ચ વસતા હતા, એટલે બનાવો પ્રત્યે આંખ મીંચવાનું કે તેના પર તાત્ત્વિક નિર્ણયો આપવાનું તેમનાથી બની શકે એમ નહોતું એટલે તેઓ એક પક્ષ-વાતમાંથી બીજીમાં એમ આગળ વધતા ગયા, તેમનું કામ દહાડે દહાડે બગડતું ગયું; અને જે પગલાં અગાઉ અસાધારણ જણાતાં ને આના-કાનીથી લેવાતાં, તે સાધારણ થઈ પડયાં ને રોજેરોજ ભરાવા લાગ્યાં.

આમ આપણે જોઈએ છીએ કે એ વિરોધી પક્ષના માનસ પર અસર પાડવાના પ્રયત્નની તેના પર બહુ દેખીતી અસર ન થવા પામી. સત્તા ને અમલનાં સૂત્રો જેમના હાથમાં હતાં તે લોકોએ એ અસરને દબાવી દીધી, અને વિશાળ સમૂહોને ન પહોંચવા દીધી; અને એ સમૂહોને પહોંચી ત્યારે પણ, વર્ગ કે સમૂહના ખરા કે કલ્પિત સ્વાર્થે તેને ઘણું ફળ લાવતાં રોકી. એ સમૂહનું કામ નીતિની દૃષ્ટિએ વગોવાતું હતું, એ ખ્યાલથી તે સમૂહના મનમાં

મારેમાં મારે રોષ અને ક્રોધ ઉપજ્યા; અને તેમના મનમાં ખાતરી થઇ ગઇ કે નૈતિક ધોરણે કામ લેવાનો આ જે પ્રયત્ન છે તેના મૂળમાં કંઇક ઊંડી ને આસુરી વસ્તુ હોવી જોઇએ.

આ વિષે ચોક્કસ નિર્ણય પર આવવાનો વખત હજુ કદાચ ન થયો હોય. તે દરમ્યાન આખી દુનિયામાં વાદળ ઘેરાઇ રહ્યાં છે; છતાં ઇગ્લંડના શાન્તિવાદીઓ સદ્‌ભાવ ને શુભેચ્છા વિષે ગોષ્ઠ વાતો કરી રહ્યા છે ને જે વાસ્તવિક પરિસ્થિતિ છે તેનો સામનો કરવાની ના પાડે છે. તેમણે જો અસરકારક કામ કરવું હોય, તો કંઇક વધારે કરવું પડશે. ×

×આ લેખ ૧૯૩૬મા 'ટાઇમ ઍંડ ટાઇડ' નામના લંડનના એક પત્રમાં પ્રસિદ્ધ થયો હતો.

# ૧૪. બે મસ્જિદો

આજકાલ અખબારોમાં લાહોરની શહીદગંજ મસ્જિદને વિષે રોજેરોજ કંઈ ને કંઈ ચર્ચા ચાલે છે. શહેરમાં સારી પેઠે ખળભળાટ મચેલો છે બન્ને તરફ ધાર્મિક ઝનૂન દેખાય છે. એકબીજા પર હુમલા થાય છે, એકબીજાની બદદાનત વિષે ફરિયાદો થાય છે, અને વચ્ચે પંચની પેઠે અંગ્રેજી હકૂમત પોતાની તાકાત બતાવે છે મને તો બરાબર ખબર પણ નથી કે આ સવાલ પહેલો કોણે છેડ્યો, અથવા તો કોની ભૂલ હતી, તેમ એની તપાસ કરવાની મારી જરાયે ઇચ્છા પણ નથી આ જાતના ધાર્મિક ઝનૂનમાં મને બહુ રસ પણ નથી. પણ રસ હોય કે ન હોય, તોયે દુર્ભાગ્યે તે પેદા થાય ત્યારે તેનો સામનો કરવો જ પડે છે. હું વિચાર કરતો હતો કે આપણે લોકો આ દેશમાં કેટલા નીચે પડેલા છીએ કે સાવ સાધારણમાં સાધારણ બાબતોમાં જાન દેવા તૈયાર થઈ જઈએ છીએ, પણ આપણી ગુલામી અને ભૂખમરો સહેવાને તૈયાર રહીએ છીએ.

મારું ધ્યાન આ મસ્જિદ પરથી ભટકીને એક બીજી મસ્જિદ તરફ જઈ પહોંચ્યું. એ એક બહુ પ્રસિદ્ધ ઐતિહાસિક મસ્જિદ છે, અને લગભગ ચૌદસો વરસથી કરોડો આંખો તેના તરફ જોતી આવી છે તે ઇસ્લામ કરતાં પણ જૂની છે, અને તેને પોતાની એ લાંબી જિંદગીમાં કોણ જાણે કેટલાયે બનાવો જોયા હશે. તેની સામે મોટાં મોટાં સામ્રાજ્યો પડ્યાં, પુરાણી સલ્તનતોનો નાશ થયો, ધાર્મિક પરિવર્તનો થયાં તેણે ખામોશીથી આ બધું જોયું, અને દરેક ક્રાન્તિ અને ફેરફાર પછી તેણે પોતાનો પણ પોશાક બદલ્યો ચૌદસો વરસનાં તોફાન આ આલેશાન ઇમારતે સહન કર્યાં. વરસાદે એને ધોઈ, પવને પોતાને હાથે તેને રગડી, માટીએ એના કેટલાક

ભાગને ઢાંકી દીધા. વૃદ્ધાવસ્થા ને ગૌરવ એના એકેએક પથ્થરમાંથી ટપકે છે. તેની રગેરગમાં ને રેસા રેસામાં દુનિયાભરનો અનુભવ આ દોઢ હજાર વર્ષે ભરી દીધો છે. આટલો લાંબો કાળ કુદરતનાં એળો ને તોફાનો સહેવાં કાણ હતાં; પણ એથીયે વધારે કઠણ તો માણસોની બેવકૂફીઓ ને મૂર્ખાઈઓ સહન કરવાનું હતું. છતાં તેણે એ બધું સહન કરવનું હતુ. તેણ એ બધું સહન કર્યું. તેના પથ્થરોની ધીરજવાળી નજર સામે સામ્રાજ્ય ઊભાં થયાં ને પડ્યાં. સજાહબો ઊભા થયા ને બેઠા. મોટામાં મોટા બાદશાહો, ખૂબસુરતમાં ખૂબસુરત સ્ત્રીઓ, લાયકમાં લાયક પુરુષો ચમક્યાં, અને પાછાં પોતાનો રસ્તો માપીને અલોપ થઈ ગયાં. દરેક પ્રકારની વીરતા એ પથ્થરોએ જોઈ; તેમજ દરેક પ્રકારની નીચતા ને હલકાઈ પણ જોઈ. મોટા ને નાના, ભલા ને બૂરા, સહુ આવ્યા ને ચાલ્યા ગયા; પણ એ પથ્થરા હજુ કાયમ છે. આજે પણ એ પથ્થર પોતાની ઊંચાઈ પરથી માણસોની ભીડ, એમનાં બચ્ચાંના ખેલ, એમનાં મોટેરાંની લડાઈ, ફરેબ અને બેવકૂફી, એ બધું જુએ છે. હજારો વર્ષોમાં તેઓ કેટલું ઓછું શીખ્યા છે! એમને અક્કલ અને સમજ આવતાં બીજા કેટલા દિવસ લાગશે?

ત્યાં સમુદ્રની એક પાતળી પટી એશિયા અને યુરોપને જુદા પાડે છે—એક પહોળી નદીની પેઠે બૉસફરસની સામુદ્રધુની વહે છે, ને બે દુનિયાઓને જુદી પાડે છે. એના યુરોપી કાંઠા પર નાની નાની પહાડીઓ પર બાઇઝેંટિયમની પ્રાચીન વસ્તી હતી. ઘણા દહાડાથી તે રોમન સામ્રાજ્યમાં હતી; ને એ સામ્રાજ્યની સરહદ ઘણુના શરૂઆતના સૈકાઓમાં ઠેઠ ઇરાક સુધી હતી; પણ પૂર્વ તરફથી એ સામ્રાજ્ય પર ઘણુંખરું હુમલા થયાં કરતાં હતા. રોમની શક્તિ કંઈક ઘટતી જતી હતી. અને તે પોતાની દૂરદૂરની સરહદોનું રક્ષણ સારી રીતે કરી શકતું નહોતું. ક્યારેક પશ્ચિમ અને ઉત્તર તરફથી જર્મન જંગલીઓ ('જંગલી' તો એમને રોમન લોકો કહેતા) ચડી

આવતા, ને એમને હઠવાનું મુશ્કેલ પડતું. તો ક્યારેક પૂર્વમાં ઈરાક તરફથી અથવા અરબસ્તાનથી એશિયાઈ લોકો હુમલા કરતા, ને રોમન સેનાઓને હરાવી દેતા

રોમન બાદશાહ કૉન્સ્ટેંટાઈને નિશ્ચય કર્યો કે રાજધાની પૂર્વ તરફ લઈ જવી, જેથી પૂર્વ તરફથી આવતી ચડાઈઓ સામે સામ્રાજ્યની રક્ષા કરી શકાય. તેણે બોસ્પરસને સુન્દર તટ પસંદ કર્યો, અને આર્ચ ઍંટિપમની નાની પહાડીઓ પર એક વિશાળ નગરની સ્થાપના કરી. ઈસુની ચોથી સદી પૂરી થવા આવી હતી એ અરસામાં કૉન્સ્ટૅંટીનોપલ (તુર્કી કુસ્તુન્તુનિયા)નો જન્મ થયો. આ નવી ગાદીથી રોમન સામ્રાજ્ય પૂર્વમાં મજબૂત અવશ્ય થયું; પણ હવે પશ્ચિમ સરહદ પહેલાં હતી તેનાથી વધારે દૂર પડી ગઈ. થોડા વખત પછી રોમન સામ્રાજ્યના બે ભાગ પડી ગયા—એક પશ્ચિમી સામ્રાજ્ય, અને બીજું પૂર્વી સામ્રાજ્ય. કેટલાંક વરસ પછી પશ્ચિમી સામ્રાજ્યનો તેના દુશ્મનોએ અન્ત આણ્યો. પણ પૂર્વી સામ્રાજ્ય તો એક હજારથી પણ વધારે વરસ ટકી રહ્યું. અને તે બાઈઝેન્ટાઈન સામ્રાજ્યને નામે પ્રસિદ્ધ થયું

પછીના બાદશાહોએ તો એના પર ઘણો જુલમ કર્યો. માત્ર તે પછી એક બાદશાહ—જુલિયન—એવો થયો જે ખ્રિસ્તી ધર્મને નિર્વાંજલિ આપી ફરી દેવતાઓનો ઉપાસક બની ગયો. પણ તે વેળા ખ્રિસ્તી ધર્મને ઘણું જોર મળી ગયું હતું; તેથી બિચારા રોમ અને ગ્રીસના પ્રાચીન દેવોને જંગલનો આશરો લેવો પડ્યો, અને ત્યાંથી પણ તે ધીરે ધીરે અલોપ થઈ ગયા.

આ પૂર્વી રોમન સામ્રાજ્યની રાજધાની કુસ્તુન્તુનિયામાં બાદશાહોના હુકમથી મોટી મોટી ઈમારતો બની, અને થોડા જ વખતમાં તે એક વિશાળ નગર બની ગયું તે વખતે યુરોપમાં બીજું કોઈ પણ શહેર તેની બરોબરી કરી શકે એમ નહોતું—રોમની પણ સાવ અવદશા થઈ હતી. કુસ્તુન્તુનિયાની ઈમારતો એક નવી ઢબની બની. મકાન બનાવવાની એક નવી કળા પેદા થઈ. તેમાં મહેરાબ, ગુંબજ, બૂરજ, થાંભલા વગેરે ખાસ ઢબના થતા હતા; ને તેની અંદર થાંભલા વગેરે પર બારીક પચ્ચીકામ થતું હતું આ ઈમારત-કલા બાઇઝેન્ટાઈન કલાને નામે પ્રસિદ્ધ છે. છઠ્ઠી સદીમાં એક આલેશાન કેથિડ્રલ (મોટું દેવળ) આ કલાના નમૂનારૂપે બનાવવામાં આવ્યું; તે સાંક્ટા સોફિયા અથવા સેંટ સોફિયાને નામે પ્રખ્યાતિ પામ્યું.

પૂર્વી રોમન સામ્રાજ્યનું એ મોટામાં મોટું દેવળ હતું; અને બાદશાહોની એવી ઇચ્છા હતી કે તે બેનમૂન બને, ને પોતાના ગૌરવ તથા ઊંચા પ્રકારની કલામાં સામ્રાજ્યને શોભે એવું હોય. તેની ઇચ્છા પૂરી થઈ; અને એ દેવળ હજુ સુધી બાઈઝેંટિયન કલાનો સૌથી મોટો વિજય ગણાય છે. તે પછી ખ્રિસ્તી ધર્મના બે વિભાગ પડ્યા (પડ્યા તો કેટલાય, પણ અહીં બે મોટા વિભાગોની વાત છે), અને રોમ તથા કુસ્તુન્તુનિયામાં ધાર્મિક લડાઈ થઈ. તેઓ એકબીજાથી જુદાં પડી ગયાં. રોમનો બિશપ (વડો પાદરી) પોપ બની ગયો, અને યુરોપના પશ્ચિમ ભાગના દેશોમાં તે વડો ગણાવા લાગ્યો. પણ

પૂર્વી રોમન સામ્રાજ્યે તેને માન્યો નહિ, અને ત્યાંનો ખ્રિસ્તી સંપ્રદાય જુદો પડી ગયો. એ સંપ્રદાય 'ગ્રીક ઓર્થોડોક્સ ચર્ચ' તરીકે ઓળખાવા લાગ્યું, કેમકે ત્યાંની બોલી ગ્રીક થઇ ગઇ હતી. આ 'ઓર્થોડોક્સ ચર્ચ' (પ્રાચીન સંપ્રદાય) રશિયા ને તેની આસપાસ પણ ફેલાયું હતું.

સેંટ સોફિયાનું દેવળ ગ્રીક ચર્ચનું કેન્દ્ર હતું, અને નવસો વરસ સુધી કેન્દ્ર રહ્યું. વચ્ચે એકવાર રોમ પક્ષના ખ્રિસ્તીઓ (જેઓ મુસલમાનો સામે ક્રુસેડ—જેહાદ—લડવા આવ્યા હતા) કુસ્તુન્તુનિયા પર તૂટી પડયા, ને તેને કબજે પણ કરી લીધું; પણ તેઓને ત્યાંથી થોડા જ વખતમાં હાંકી કાઢવામાં આવ્યા.

આખરે, જ્યારે પૂર્વી રોમન સામ્રાજ્ય હજારથી પણ વધારે વરસ ચાલી ચૂક્યું હતું અને સેંટ સોફિયાની ઉંમર પણ લગભગ નવસો વરસની થવા આવી હતી તે વખતે, એક નવી ચડાઇ થઇ. તેણે જૂના સામ્રાજ્યનો અન્ત આણ્યો. પંદરમી સદીમાં ઓસ્માનલી તુર્કોએ કુસ્તુન્તુનિયા જીતી લીધું. પરિણામ એ આવ્યું કે ત્યાંનું જે મોટામાં મોટું ખ્રિસ્તી દેવળ હતું તે હવે સૌથી મોટી મસ્જિદ બની ગયું. સેંટ સોફિયાનું નામ આયા સુફિયા થઇ ગયું. એની આ નવી જિંદગી પણ લાંબી નીવડી—સેંકડો વરસની. એક રીતે એ રોનકદાર મસ્જિદ એક એવી નિશાની બની ગઇ જેના તરફ દૂરદૂરથી નજરો પડતી હતી ને મોટામોટા મનસૂબા રચતી હતી ઓગણીસમી સદીમાં તુર્કી સામ્રાજ્ય કમજોર થઇ રહ્યું હતું, અને રશિયાનું જોર વધે જતું હતું. રશિયા આટલો મોટો દેશ હોવા છતાં બંધ દેશ હતો. તેના આખા સામ્રાજ્યમાં કોઇ એવું ખુલ્લું બંદર નહોતું જ્યાં શિયાળામાં બરફ ન જામી જાય. તેથી તે કુસ્તુન્તુનિયાના તરફ લોભી નજરે જોતું હતું. તેથી પણ અધિક આકર્ષણ આધ્યાત્મિક અને સાંસ્કૃતિક હતું. રશિયાના ઝાર પોતાને પૂર્વી રોમન બાદશાહોના વારસ માનતા હતા, ને તેમની જૂની રાજધાનીને પોતાના કબજામાં

લાવવા માગતા હતા. બંનેનો ધર્મ એ જ 'ઑર્થોડૉક્સ ગ્રીક ચર્ચ' હતો જેનું પ્રખ્યાત દેવળ સેંટ સોફિયા હતું. પોતાના ધર્મનું સૌથી જૂનું ને પ્રતિષ્ઠિત દેવળ મસ્જિદ બનેલું રહે, એ રશિયાને મન અસહ્ય હતું. તેને થતું હતું કે તેના પર ઇસ્લામી નિશાની હિલાલ અથવા અર્ધચન્દ્ર છે તેને બદલે ગ્રીક ક્રૉસ હોવો જોઇએ.

ઓગણીસમી સદીમાં ઝારોનું રશિયા ધીરેધીરે કુસ્તુન્તુનિયાની તરફ વધતું ગયું. છેક પાસે આવવા લાગ્યું એટલે યુરોપના બીજાં રાષ્ટ્રો ગભરાયાં. ઇંગ્લંડ અને ફ્રાન્સે અંતરાયો નાખ્યા; લડાઈ થઈ; રશિયા કંઈક રોકાયું. પણ ફરી પાછી એની એ કોશિશ ચાલુ થઈ; ફરી એના એ રાજનૈતિક દાવપેચ ચાલવા લાગ્યા. આખરે સન ૧૯૧૪ની મોટી લડાઈ શરૂ થઈ, અને તેમાં ઇગ્લંડ, ફ્રાન્સ, રશિયા ને ઇટલી વચ્ચે છૂપા કોલકરાર થયા. દુનિયાની સામે તો ઊંચા ઊંચા સિદ્ધાન્તો રજૂ કરવામાં આવ્યા આઝાદીના, અને નાના દેશોની સ્વતન્ત્રતાના; પણ પડદા પાછળ, ગીધોની પેઠે મડદું હાથમાં આવે કે તેને વહેંચી લેવાના મનસૂબા રચાયા.

પણ એ મનસૂબા પાર પડ્યા નહીં. મડદું મળતા પહેલાં ઝારોનું રશિયા ખતમ થઈ ગયું. ત્યાં ક્રાન્તિ થઈ, ને રાજ્ય અને સમાજ બંનેમાં પલટો થઈ ગયો. બોલશેવીકોએ તમામ જૂના છૂપા કરારો પ્રસિદ્ધ કરી દીધા. તેમને એમ બતાવવું હતું કે યુરોપનાં મોટાં મોટાં સામ્રાજ્યવાદી રાષ્ટ્રો કેટલાં દગાખોર છે. સાથે તેમણે એમ પણ જાહેર કર્યું કે અમે સામ્રાજ્યવાદની વિરુદ્ધ છીએ, અને કોઇ બીજા દેશ પર અમારો અધિકાર જમાવવા માગતા નથી; તથા દરેક પ્રજાને સ્વતન્ત્ર રહેવાનો હક છે.

આ સફાઇ અને નેક દાનત પશ્ચિમનાં વિજયી રાષ્ટ્રોને ગમી નહીં એમના મત પ્રમાણે, છૂપા કરારોનો ઢંઢેરો પીટવો એ ભલાઇની નિશાની નહોતી. ખેર, આ રાષ્ટ્રોને લાગ્યું કે રશિયાની નવી હકૂમત નાલાયક હોય, તો આપણે આપણા સરસ શિકાર ગુમાવવાનું

એટલે હવે આયા સુફિયા એક રીતે પાછી ખ્રિસ્તી જમાના પર ચાલી ગઈ—મુસ્તફા કમાલના હુકમથી !

આજકાલ ત્યાં ઝપાટાબંધ ખોદકામ ચાલી રહ્યું છે. જ્યાં જ્યાં માટી જામી ગઈ હતી ત્યાં ત્યાં તે ખસેડી નખાય છે, અને જૂની પચ્ચીકારી નીકળી રહી છે. બાયઝેંટિયન કલાના જાણકારો અમેરિકા ને જર્મનીથી બોલાવવામાં આવ્યા છે, અને તેમની જ દેખરેખ તળે કામ ચાલી રહ્યુ છે. ફાટક પર સંગ્રહાલયનું પાટિયું લટકે છે, ને દરવાન બેઠેલો છે. તેને તમે તમારી લાકડી કે છત્રી આપો, તેની ટિકિટ લો, અને અંદર જઈ પ્રસિદ્ધ પુરાણી કલાના નમૂના જુઓ. જોતાં જાતાં આ જગતના વિચિત્ર ઇતિહાસ પર વિચાર કરો. તમારું મગજ હજારો વરસ આગળ પાછળ દોડાવો. કેવી કેવી તસવીરો, કેવા કેવા તમાસા, કેવા કેવા જુલમ, કેવા કેવા અત્યાચાર તમારી સામે આવે છે ! એ દીવાલોને કહો કે તેઓ પોતાની કથા તમને સંભળાવે, અને પોતાનો અનુભવ તમને આપે. કાલે ને પરમ દિવસે જે બનાવો બની ગયા તેના પર વિચાર કરવાથી કદાચ આપણે આજને સમજી શકીએ; કદાચ ભવિષ્યના પડદાને પણ ખસેડી તેની પાર શું રહેલું છે તેની ઝાંખી કરી શકીએ.

પણ એ પથ્થરો ને દીવાલો ધીરજવાળાં છે. તેમણે રવિવારની ખ્રિસ્તી પૂજા ઘણી જોઈ, અને જુમ્માની નમાઝો પણ ઘણી જોઈ. હવે દરરોજનું પ્રદર્શન છે તેમની છાયામાં ! દુનિયા બદલાતી રહી; પણ તેઓ તો કાયમ છે. તેમના ઘસાયેલા ચહેરા પર સહેજ આછું સ્મિત દેખાય છે, અને જાણે ધીમો અવાજ કાન પર પડે છે— 'માણસ પણ કેટલો બેવકૂફ ને મૂરખ છે કે તે હજારો વરસના અનુભવથી પાઠ શીખતો નથી, ને ફરીફરી એની એ બેવકૂફીઓ કરે છે.'*

૯મી ઑગસ્ટ ૧૯૩૫

* આ લેખ મૂળ હિંદીમાં લખાયેલો.